# પર્વોત્સવતિથ્યાવલી.

વૈષ્ણવ, શૈવ, સ્માર્તના આખા વરસના
વ્રતો, ઉત્સવો તેહેવારોનો સવિસ્તર
ખુલાસો.

ભારતમાર્તંડ વેદાંત ભટ્ટાચાર્ય
પંડિતશ્રી
**ગટુલાલજી ઘનશ્યામજી**
તેમના તરફથી જણાવેલા નિયમાનુસાર.
તથા
**જૈનપર્વાદિ.**

**મુંબઇ.**
"ગુજરાતી" પ્રિંટિંગ પ્રેસ.
સં. ૧૯૪૭. ઈ. સ. ૧૮૯૧

કિમ્મત ચાર આના.

૪૬૬૫

# પર્વોત્સવતિથ્યાવલી.

વૈષ્ણવ, શૈવ, સ્માર્તના આખા વરસના વ્રતો, ઉત્સવો તેહેવારોનો સવિસ્તર ખુલાસો.

ભારતમાર્તંડ વેદાંત ભટ્ટાચાર્ય પંડિતશ્રી

**ગટ્ટુલાલજી ઘનશ્યામજી**

તેમના તરફથી જણાયલા નિયમાનુસાર.

તથા

**જૈનપર્વાદિ.**

**મુંબઇ.**

"ગુજરાતી" પ્રિંટિંગ પ્રેસ.

સં. ૧૯૪૭. ઈ. સ. ૧૮૯૧

**કિમ્મત ચાર આના.**

# સૂચના.



આર્યોમાં આઠ વાર અને નવ તેહેવાર છે. આ તેમજ અનેક પ્રકારનાં વ્રતો, ઉત્સવો પણ છે. આ વ્રત અને ઉત્સવોની ઉત્પતિ કેમ થઇ છે, તે દિવસે કીયા કીયા કૃત્યો કરવાના છે, વ્રતો કેમ માનવા એથી ઘણા આર્યો અજાણ છે, તેમજ ઘણા શાસ્ત્રી પુરાણી ને જોષીઓ પણ જાણતા નથી, તેથી તે સર્વેની જાણને માટે પંડિત શ્રી ગટ્ટુલાલજી તરફથી જણાવેલા નિયમને અનુસરીને આ પુસ્તક તૈયાર કરવામાં આવ્યું છે. એ સર્વેને એક સરખુ ઉપયોગી થઈ પડશે.

આ ગ્રંથ તૈયાર કરવામાં નિર્ણયસિંધુ, વ્રતરાજ, ધર્મ-સિંધુ, નિર્ણયસાર, ઉત્સવપ્રતાન, નિર્ણયરામનો નિર્ણય-ગ્રંથ (જે વૈષ્ણવોમાં પ્રમાણ ગ્રંથ છે) તત્વદીપ, ઉત્સવ-નિર્ણય વગેરે જૂદા જૂદા ૧૧ ગ્રંથોની સહાયતા લેવામાં આવી છે, ને તેથી તેના સંપૂર્ણપણા માટે ખાત્રી રાખવામાં આવે છે. તે છતાં કોઈ વિદ્વાન ભૂલચૂક બતાવશે તો તે પંડિતજીને જણાવી સુધારવામાં આવશે.

જૈનોની જાણ માટે જૈન લોકોના તેહેવારોનો પણ એક ભાગ દાખલ કરવામાં આવ્યો છે, જે તેઓને પણ ઉપયોગી થઈ પડશે.

ફાલ્ગુન પાપમોચની }
એકાદશી ૧૯૪૭. }



ભારતમાર્તંડ વેદાંતભટ્ટાચાર્ય પંડિત શ્રી

# ગટ્ટુલાલજી ઘનશ્યામજી

તરફથી જણાયલા નિયમાનુસાર તૈયાર કરેલી

# પર્વોત્સવતિથ્યાવલી.

## વૈષ્ણવ શૈવસ્માર્તના આખા વરસના વ્રતો, ઉત્સવો, તહેવારોનો સવિસ્તર ખુલાસો.

### કાર્તિક માસનાં વ્રતો તથા ઉત્સવો.

કાર્તિક સુદ ૧—વિક્રમ સંવત્‌નું નવું વર્ષ, આજ વામને બળિરાજાને પાતાળનું રાજ્ય આપ્યું હતું અને રાજ્યાભિષેક કર્યો હતો. કૃષ્ણે વૃન્દાવનમાં ઇંદ્રયાગ બંધ કરાવી ગોવર્દ્ધન પૂજન કરાવ્યું હતું. અરૂણોદય પેહેલાં (મળસકામાં) સ્ત્રીયો આડગો દડગો કહાડે છે—અલક્ષ્મી કહાડે છે, સુપર્વનો દિ-

વસ હોવાથી પાછલી રાતના સબરસ (મીઠું) સુકન માટે લેવામાં આવે છે.

વૈષ્ણવ સંપ્રદાયના મંદિરોમાં ગોક્રીડા, ગોવર્દ્ધન પૂજા, અન્નકૂટ, બળિરાજાની પૂજા વગેરે થાય છે. ગોક્રીડા=ગાયોની તથા ગોવાળિયાઓની પૂજા કરી ગાયોને રમાડવી. ગોવર્દ્ધનપૂજા=જ્યાં સાક્ષાત્ ગોવર્દ્ધન ન હોય ત્યાં ગોમય–છાણનો ગોવર્દ્ધન પર્વત બનાવી, તેની પાસે કૃષ્ણભગવાનનું સ્વરૂપ રાખી તે ગોમય પર્વતનું પૂજન કરવું. પૂજા થઈ રહ્યા પછી પોતાની શક્તિ પ્રમાણે ભક્ષ્ય ભોજ્ય પદાર્થો બનાવી ભગવાનને ધરવા. આનું નામજ અન્નકૂટ.

જે દિવસે થોડી અમાસ હોય પણ આખો દિવસ પ્રતિપદા હોય તો ગોપૂજા અને ગોવર્દ્ધનપૂજા કરવી, પરન્તુ સવારે પ્રતિપદા હોય અને સાંજની બીજ થતી હોય તો તે દિવસે ગોક્રીડા તથા ગોવર્દ્ધન પૂજા કરવી નહીં, એમ નિર્ણયસિંધુ તથા નિર્ણયામૃત વગેરેમાં કહેલું છે. અમાસ ઉપર પ્રતિપદા હોય તે દિવસે ગોક્રીડા તથા ગોવર્દ્ધનપૂજા કરવાથી પ્રજા ગાયો અને રાજાનો વધારો થાય છે; અને બી-

જમાં જે તે પૂજાઓ કરવામાં આવે તો દેશને હા-
ની થાય છે, તથા ગાયોનો ક્ષય થાય છે. જે દિવસે
ચંદ્રદર્શન થાય તે દિવસે ગોક્રીડા કરવાથી પશુનો
અને પૂજનારાઓનો ક્ષય થાય છે. પહેલે દિવસે સવારથી
રાત સુધી દીવાળી થઈ હોય તો બીજે દિવસે પડવો
હોયજ; અને તે ઔદયિક પ્રતિપદાએ ગાયોની તથા
ગોવર્દ્ધન પર્વતની પૂજા કરવીજ, કારણ તે દિવસે ચંદ્રદર્શ-
નનો સંભવજ નથી. लक्ष्मीर्या लोकपालानां धेनुरूपेण
संस्थिता धृतंवहतियज्ञार्थे ममपापं व्यपोहतु । अग्रतः संतु मे
गावो गावो मे संतु पृष्टतः गावो मे हृदये संतु गवां मध्ये
वसाम्यहम् આ મંત્રાવડે પૂજા કરવી તથા આજે
ગાયોને દોહવી નહીં પણ વાછડાં ધવરાવી દેવાં;
બળદને (ગાડે કિંવા હળે) જોડવા નહીં. તેમને શ-
ણગારવા ને પૂજા કરવી. સ્ત્રી પુરૂષ અને બાળકો-
એ નવીનવસ્ત્ર ધારણ કરવાં. દીપોત્સવ કરવો અને
પૂરૂષ તથા સ્ત્રીએ (ધણીધણીયાણીએ) દ્યૂત રમવું,
અને મંગળ કાર્ય આદરવાં.

ગોવર્દ્ધન પૂજાવિધિ—સવારમાંજ ગોવર્દ્ધનપૂજા કર-
તાં—"श्रीकृष्ण प्रीत्यर्थे गोवर्द्धनपूजां करिष्ये" એમ સંક-

લ્પ કરવો જો પર્વત પાસે હોય તો તેની પૂજા કરવી, તેમ ન હોય તો ગોબર-છાણનો પર્વત બનાવી ઉપર કહ્યું તેમ પૂજા કરવી અને નૈવેદ્ય કરવું. વળી ગોબર ન હોય તો અન્નનો પણ ગોવર્દ્ધન થાયછે. તેમ પણ ન બની શકે તો પર્વતના ચિત્રની પણ પૂજા કરવી. શ્રીમદ્ભાગવતના દશમસ્કંધમાં કહેલું છે કે, "નાના પ્રકારની રસોઈયો કરી, દુધમાં થતા પદાર્થોથી દાળ સુધી, અને બીજાં ભોજન બનાવી ગોવર્દ્ધન પર્વતને નૈવેદ્ય કરવું કૃષ્ણના કહેવાથી નંદાદિ ગોપે તેમ કર્યું હતું. પછી ગોવર્દ્ધન પૂજન કરી गोवर्द्धनधराधार गोकुलत्राणकारक विष्णुबाहुकृतच्छाय गवां कोटिप्रदोभव એમ પ્રાર્થના કરી હતી, તેમ પ્રાર્થનાપૂર્વક ગોવર્દ્ધનપૂજન કરવું.

**બળિપૂજાનો વિધિ**—પડવાને દિવસે ગોક્રીડા, ગોવર્દ્ધન પૂજન વગેરે કરી રાતે બળિપૂજા કરવી. (કોઇ કોઇ ગ્રંથકાર બપોરના લખે છે) તેનો આધાર ભવિષ્યપુરાણમાં આ પ્રમાણે છે. કે—રાતે રાજાએ રાજમેહેલમાં બે ભુજાવાળા બળિરાજા ને રાણી વિંધ્યાવળી પાંચ રંગથી આલેખવાં; તેમાં જીભ, હોઠ

હાથેળી, તાળવું, ને આંખના ખુણા લાલ રંગથી રંગવા, વાળ કાળા રંગથી, અંગ પીળા રંગથી, કપડાં શ્વેત રંગથી, ને આયુધ લીલા રંગથી રંગવાં ને પછી ષોડશોપચારે તેમની પૂજા કરવી. પૂજાનો મંત્ર—बलिराजनमस्तुभ्यंविरोचनसुतप्रभोभविष्येन्द्रसुराराते पूजेयं प्रतिगृह्यतां. પણ ગૃહસ્થોએ તો શય્યા ઉપર ચોખાથી બળિરાજા આલેખી જળ પુષ્પથી પૂજા કરવી. બળિપૂજા પછી કુબેર તથા લક્ષ્મીની પૂજા કરવી.

માર્ગપાલી બંધન—મંગળ માલિકા વગેરે અન્ય પણ કેટલાંક ધર્મ-વ્રત-કર્મ કહેલાં છે, પરંતુ હાલ તે અપ્રચલિત હોવાથી તેનો વિધિ લખવાની જરૂર નથી.

તૈલાભ્યંગ, નવીન વસ્ત્ર ધારણ, દ્યૂત, સ્ત્રીઓએ આરતી કરવી, હર્ષમાં રહેવું; કારણકે જો હર્ષમાં રહે તો આખું વર્ષ હર્ષમાંજ જાય, માટે આનંદમાં રહેવું, સારાં સારાં ભોજન કરવાં. આ પ્રતિપદાનું દીપાવલી એવું પણ નામ છે. રાતે ગાયન વાદ્ય વગેરે ઉત્સવ કરવો, સ્નેહી સંબંધીને મળવું; તથા બ્રાહ્મણને દાન દેવું. સામ્પ્રત રીવાજ પ્રમાણે બોહણી નિમિતે આગતોને ભેટ આપવામાં આવે છે.

સુદ ૨–ભાઈબીજ અથવા યમદ્વિતીયા. આ બીજને દિવસે બેહેનના હાથનું ભોજન જમવું. પ્રથમ યમુનાએ પોતાના ભાઇ યમને પોતાને ત્યાં નોતરી જમાડયા હતા, તેથી બન્નેનું શુભ થયું હતું. સર્વે આર્ય લોકમાં આ બીજનો મહિમા ચાલે છે. પોતાને બહેન ન હોય તો મામા માસીની કે કાકાની પુત્રીને ત્યાં ભોજન લેવું, અને તેને પોતાની શકિત પ્રમાણે સુવર્ણ ઘરેણાં વસ્ત્ર અન્ન વગેરે આપી સંતોષવી. તે ન હોય તો મિત્રની બહેન અને તે ન હોય તો જેને બહેન તરીકે માનેલી હોય તેને કંઇ પણ આપવું. આથી ઉભયનું કલ્યાણ થાય છે. ભાઇ હોય ને બેહેન તેને ન જમાડે તો સાત જન્મ સુધી તે ભાઇ વગરની થાય છે. પ્રભાતમાં યમુના સ્નાનનું મહાપુણ્ય ગણાય છે.

સુદ ૪–શેષાદિક નાગની પૂજા કરવાનો દહાડો–હાલ મનાતો નથી.

સુદ ૫–લાભેણી–સૌભાગ્ય પાંચમ. દીવાળીને દિવસે ન થયું હોય તો આજ વહી (ચોપડા) પૂજન

થાય છે. કારખાનાવાળા અણુજો કરી સ્વકાર્યનો આરંભ કરેછે. વિષ્ણુની પૂજાનું મહાત્મ્ય ગણાયછે.

સુદ ૬-આ છઠ અગ્નિષષ્ઠી કહેવાય છે. જો છઠ ને મંગળવાર હોયતોજ અગ્નિનું પૂજન કરવું. આ છઠનો પુણ્ય દિવસ હાલ અપ્રસિદ્ધ છે.

સુદ ૭-કાર્તવીર્ય (સહસ્રાર્જુન)ને પૂજવાનો દિવસ. તે નિમિતે દીપોત્સવ કરવો.

સુદ ૮-આ આઠમ ગોપાષ્ટમી કહેવાય છે. આ આઠમને દિવસે કૃષ્ણાવતારમાં ભગવાને ગાયો ચારવાનો આરંભ કરયો હતો. આ દિવસે ગાયની પૂજા કરવી તેને ખવરાવવું, પ્રદક્ષિણા કરવી અને ગાય જ્યારે ચરવા જાય ત્યારે થોડેક સુધી તેની પાછળ જવું; આમ કરવાથી સર્વ મનોરથ સિદ્ધ થાય છે. આ આઠમ ઔદયિક લેવી; અને જો બે આઠમ હોય તો પહેલી લેવી અને અષ્ટમીનો ક્ષય હોય તો ક્ષયને દિવસેજ પાળવી.

સુદ ૯-આ અક્ષયનવમી કહેવાય છે. આ નોમ કૃતયુગાદિ કહેવાય છે. (આ દિવસે સતયુગનો આરંભ થયોછે) ઘઉંના ઢગલા ઉપર ઘી ચોપડી

તલ ચોટાડેલું કોળું મૂકી વસ્ત્ર પંચરત્ન અને દક્ષિણા સહિત તેનું દાન આપવું. પિંડ રહિત શ્રાદ્ધ કરવું. આ દિવસે મથુરા પ્રદક્ષિણા કરવાથી બહુ પુણ્ય થાય છે. મથુરા દૂર હોય તો સર્વ બ્રહ્માંડના આધારરૂપ ભગવાનની પ્રદક્ષિણા કરવી. આ નવમી પણ ઔદયિક લેવી.

તુળસીનો વિવાહ કરવાની ઇચ્છાવાળાઓએ આજથી 'વિષ્ણુ ત્રિરાત' વ્રત કરવું, તે વિષે કહેલું છે કે નવમીથી ઇંદ્રિયો વશ રાખવી અને સુવર્ણની ભગવાનની મૂર્તિ કરી તુળસી સાથે તેનું પૂજન કરવું અને શાસ્ત્રમાં કહેલા વિધિ પ્રમાણે તુળસી વિવાહ કરવો. વલ્લભ સંપ્રદાયમાં આચારજીની બેઠકે આજે અન્નકૂટ ભરાય છે.

સુદ ૧૧–ભીષ્મપંચકવ્રત–આ વ્રત કરવાને ઇચ્છતાં હોય તેમણે કાર્તિક સુદ ૧૧થી માંડીને પૂર્ણિમા સુધી વ્રત કરવું. વ્રતનો પ્રકાર નારદીય પુરાણ પ્રમાણે આમ છે–ઘણું કરીને પુરૂષોએ આ વ્રત કરવું. આ પાંચ દિવસના વ્રતમાં નિયમથી રહી રોજ સવારમાં સ્નાન કરી કમળ વગેરે પુષ્પથી

વિષ્ણુની પૂજા કરવી. પંચગવ્ય ખાવું, સામો ખાવો, રોજ પિતામહને અર્ઘ આપવા, ભૂમિપર સુઇ રહેવું. આ વ્રત સર્વ કામના પુરે છે. અને કામનાવાળા એજ વ્રત કરવાનું છે.

આ દિવસે 'વૈષ્ણવમંત્ર' પ્રભૃતિમંત્રોની દીક્ષા લેવી. જે દીક્ષા લીધાથી મનુષ્ય ફરી જન્મથી છુટે છે. વળી તુળસીની માળા ધારણ કરવાને માટે પણ કહેલું છે. વિષ્ણુને અર્પણ કર્યા પછી માળા ધારણ કરવી. માળાનો મંત્ર—तुलसीकाष्ठसंभूते माले कृष्णजनप्रिये बिभर्मित्वामहंकंठे कुरुमां कृष्णवल्लभं ॥

આ એકાદશી પ્રબોધિની—દેવઉઠી કહેવાય છે. તે દિવસે ભક્તિપૂર્વક આષાઢ સુદ ૧૧ એ પહોઢેલા ભગવાનને જગાડવા. તે વખતે નૃત્ય કરવું, કીર્તન ગાવાં, વાજાં વગાડવાં, ઋક્ સામ્ અને યજુર્વેદના માંગલિક મંત્રો તથા પુરાણના મંત્રો ભણવા. આષાઢ સુદ એકાદશીએ સુતેલા ભગવાન ભાદરવા સુદ ૧૧ ને દિવસે પાસું ફેરવે છે. તથા આજે જાગે છે. આ સર્વ ઉપરથી સિદ્ધ થાય છે, કે જે વખતે ભદ્રા ન હોય તે વખતે નીચેનો મંત્ર ભણી ભગવાનને જગાડવા.

। यक्षेंद्ररुद्रादिकुबेरसूर्य । ।सोमादिभिर्वंदितवंदनीयः ।
। बुध्यस्वदेवेशजगन्निवास । ।मंत्रप्रभावेनसुखेन देव ॥
।त्वयैवसर्वलोकानांहितार्थेशेषशायिन।उत्तिष्ठोत्तिष्ठगोविन्द
त्यजनिद्रांजगत्पते ॥

ત્યાર પછી શેલડીનો મંડપ કરી પંચામૃતથી-સ્નાન કરાવવું વગેરે વિધિ પ્રસિદ્ધ છે. આનેજ **દેવદીવાળી.** દેવઉઠી અગિયારસ કહે છે આજે બલિરાજાને ત્યાં ચાર માસ દ્વારપાળ થવાને વિષ્ણુ ભગવાન ગયા હતા તે ત્યાંથી પાછા ફર્યા, તેથી દેવતાઓમાં ઉમંગ વ્યાપ્યો તેથી દેવદીવાળી. એ રાત્રીના જાગરણ કરવું તથા દીપદાન કરવાનું બહુ પુણ્ય છે. વળી આ એકાદશીને સોમવાર ને ભદ્રા નક્ષત્ર હોય તો વ્રતનું બહુ પુણ્ય છે. વૈષ્ણવ મંદિરમાં ૬૪ શેલડીનો રંગ પુરેલો મંડપ કરી તેમાં ભગવાનને પધરાવે છે. કેટલેક સ્થળે આજે તુલસી વિવાહ થાય છે. જેઓને કંઈ સંતાન હોતું નથી, તે પોતાની ઇચ્છા પુર્ણ કરવાને મોટી ધામધુમથી તુલસી વિવાહ કરે છે. તુલસી વિવાહનું વર્ણન બૃહત્ કાવ્યદોહન ગ્રંથ ત્રીજામાં છે તે વાંચી જોવું.

સુદ ૧૨—આજે તુળસી વિવાહ કરવો. આ ચાલ દક્ષિણી લોકમાં પ્રચલિત છે. આજ ચોમાસામાં લીધેલા નિયમો ભગવાનની સમક્ષ મુકી દેવા. ૧૪ મનુમાંના એક મનુનો આ દિવસે જન્મ થયેલો છે. તેથી આ મન્વાદિ તિથિ કહેવાય છે.

સુદ ૧૪—વૈકુંઠચતુર્દશી. વૈકુંઠ નિર્માણ વિષ્ણુએ આજે કર્યું હતું. આ તિથિ રાત્રીમાં આવતી હોય તો તે દિવસે વિષ્ણુનું પૂજન કામનાવાળાએ કરવું. અને ચાર ઘડી રાત બાકી હોય તે વેળાએ તિથિ આવતી હોય તો શૈવ લોકે શિવનું પૂજન કરવું. તેને પેહેલે દિવસે ઉપવાસ કરવો, કારણ કે કાશીમાં વિશ્વેશ્વર નામનું જ્યોતિર્લિંગ આજ દિવસે અરૂણોદય કાલે ભગવાન શિવજીએ પોતે સ્થાપન કરી પૂજ્યું હતું. પિતૃદોષ નિવારણાર્થે ઘણેક સ્થળે આજે શ્રાદ્ધ સરાવાય છે. નારાયણ બળી સારવી. આંબળાના ઝાડતળે બેશી સ્ત્રીયો અબોટકડાં ખાય છે.

સુદ ૧૫—પૂર્ણિમા—આ મોટી તિથિ ગણાય છે. આ દિવસે કાર્તિકના નિયમો જો એકાદશીએ ન છોડયા હોય તો છોડવા. આ પૂર્ણિમાની સાંજે મ-

સ્યાવતાર થયો છે. સ્માર્ત લોક આજ ત્રિપુરોત્સવ કરેછે; કારણ શિવજીએ આજ ત્રિપુર દૈત્યને માર્યો હતો. દેવાલયોમાં દીપક કરવા. આ દિવસ પણ મન્વાદિ છે. વૃષોત્સર્ગ કરવાથી પુણ્ય થાય છે.

આજે જો વિશાખાનો સૂર્ય ને કૃતિકાનો ચંદ્રમા હોય તો મહાવ્રત થાય છે. ને જો ભરણી, કૃતિકા ને રોહીણી નક્ષત્ર હોય તો પુષ્કર સ્નાન કે યમુના સ્નાનનું મહા ફળ છે. આજે નર્ક દુઃખમાંથી મુક્ત થવા માટે હજારો સ્ત્રી પુરૂષ ૩૬૦ દિવેટનો ઘીનો દીવો, દેવમંદિરમાં અથવા તુળસીના કુંડા પાસે કરે છે. વળી આ દિવસ રાધિકાને ઘણો પ્રિય છે, કેમકે આજજ શ્રીકૃષ્ણે વૈકુંઠમાં રાધિકાની પૂજા કરી હતી, ને તે વેળાએ શિવજીએ એવું તો સરસ ગાન કાઢ્યું હતું કે રાધાકૃષ્ણ બહુ પ્રસન્ન થયાં હતાં. તુલસી જન્મોત્સવ પણ આજ જ છે.

વદ ૮—કાલાષ્ટમી—કાળભૈરવનો જન્મ થયો હતો તેથી ભૈરવના ઉપાસક તથા શૈવ લોકોએ ઉપવાસ જાગરણ વગેરે કરવું.

વદ ૧૧ ઉત્પત્તિ એકાદશી.

## ૧૩

# માગશિર્ષ માસ.

**માગસર સુદ ૫**—નાગપંચમી નાગપૂજા—સ્કંદ પુરાણમાં કહેલું છે કે—शुक्लामार्गशिरेपुण्या श्रावणेयाच-पंचमी । स्नानदानैर्बहुफला नागलोकप्रदायिनी ।। માર્ગ-શિર અને શ્રાવણ માસની સુદ પચમીને દિવસે સ્નાન દાનથી ઘણું ફળ થાય છે; અને નાગલોક પમાય છે. આ પંચમી દક્ષિણી લોકોમાં પ્રચલિત છે. આપણામાં નથી.

સુદ ૬—ચંપાષષ્ઠી અથવા સ્કંદષષ્ઠી. ચંપા-ષષ્ઠી—રવીવાર, મંગળવાર તથા શતભિષા નક્ષત્ર યુક્ત હોય અથવા એમાંનું કંઈ ઓછું હોય તો ચંપાષષ્ઠી કહેવાય છે. 'સમયમયૂખ' માં કહ્યું છે કે ચંપા-ષષ્ઠીને દિવસે 'ખંડોબા' નામે પ્રસિદ્ધ મલ્લારિ નામના શિવાવતાર દેવની પૂજા કરવી. આ ઉત્સવ મહારાષ્ટ્રમાં પ્રસિદ્ધ છે. સ્કંદષષ્ઠી—જીતવાની આશા-વાળા સ્માર્ત લોકોએ આજથી માંડીને એક વર્ષ સુધી સોનાની કાર્ત્તિકસ્વામીની મૂર્ત્તિનું દરેક સુદ છઠે પૂજન કરવું; ને વર્ષ પુરૂં થતાં સત્પાત્રને તેનું દાન આપવું.

સુદ ૭–'કૌસ્તુભમાં' લખ્યું છે કે આ સાતમે સ્માર્ત લોકોએ સૂર્યનું વ્રત કરવું.

સુદ ૧૧–મોક્ષદા એકાદશી.

સુદ ૧૪–નિર્ણયસિંધુમાં કહ્યું છે કે જો આ દિવસે કાશીમાં 'પિશાચમોચની' તીર્થમાં શ્રાદ્ધ કરયુ હોય તો પિશાચને ગતિ મળે છે.

સુદ ૧૫–આ દિવસે ભગવાનના ૨૪ અવતાર માંહેલો દત્તાત્રેય અવતાર થયો છે. તે "સ્કંદપુરાણના સંહ્યાદ્રિખંડમાં કહ્યું છે. તે વચનો નિર્ણય સિંધુમાં પણ લખ્યાં છે.

શ્લોક.

मार्गशिर्षे तथा मासि दशमेऽन्हि मुनिर्मले
मृगशिर्षयुते पौर्णमास्यांयक्षस्यवासरे
जनया मास देदीप्य मानं पुत्रं सतीशुभम्
तं विष्णुमागतं ज्ञात्वा अत्रिर्नामाकरोत्स्वयं
दत्तत्वात् स्वस्य पुत्रत्वात् दत्तात्रेय इतीश्वरः

અર્થ–અત્રિ ઋષિની સ્ત્રી અનસૂયાના ગર્ભમાં ભગવાનનો અંશ આવ્યા પછી, દશમો માસ

માર્ગશિર આવ્યો ત્યારે, નિર્મળ મૃગશિર નક્ષત્ર યુક્ત, અને યત્ન કરવાનો સમય, એવી પુનેમને દિવસે, અત્યંત તેજસ્વી શુભ પુત્રને સતિ અનસુયાએ જન્મ આપ્યો. વિષ્ણુ પોતે પુત્ર રૂપે અવતર્યા જાણી, તપશ્ચર્યામાં સમર્થ એવા 'અત્રિ' ઋષિએ તે પુત્રનું નામ દત્તાત્રેય પાડયું. કારણ વરદાનથી મળ્યા માટે દત્ત; અને અત્રિમુનિના પુત્ર તેથી આત્રેય; દત્ત+આત્રેય=દત્તાત્રેય કહેવાયા.

આ પૂર્ણિમાને દિવસે દત્તાત્રેયના ભક્તોએ વ્રત કરવું. આ અવતાર પૂર્ણ નથી તેથી પૂર્ણ પુરૂષોત્તમના ઉપાસક વૈષ્ણવો આ વ્રત કરતા નથી. બળદેવજીનો જન્મોત્સવ. આજ બળદેવજીને નિમિત્તે હાંડા–સવામણ દુધનો દુધપાક કરે છે ને ધરાવે છે.

આ પૂર્ણિમાને દિવસે "મૃગશિર" નક્ષત્ર હોય તો, તે દિવસે વિધિપૂર્વક લુણનું દાન કરવાથી શરીરમાં સુંદરતા આવે છે એવું ધર્મસિંધુમાં કહ્યું છે.

વદ ૮–આ અષ્ટમીએ 'અષ્ટકા શ્રાદ્ધ,' અને નવમીને દિવસે 'અન્વષ્ટકા શ્રાદ્ધ' કરવાનું કહ્યું છે.

વદ ૧૧–સફળા એકાદશી. દેવને ફળ ધરાવવાં ફળનું દાન દેવું.

## પોષ માસ.

સુદ ૧૧–પુત્રદા એકાદશી–મન્વાદિ–૧૪ મનુમાંના એક મનુનો જન્મ થયો કેહેવાય છે. આ એકાદશીથીજ માઘસ્નાનનો આરંભ કરવો. જો એકાદશીથી સ્નાનનો આરંભ કરયો હોય તો માઘ શુદ બારસે વ્રત સમાપ્ત કરવું. જો પોષ સુદ ૧૫ થી આરંભ કરયો હોય તો માઘ પૂર્ણિમાએ વ્રત સમાપ્ત કરવું. બ્રહ્માંડપુરાણમાં એકાદશીથી વ્રત આરંભ કરવાનો પક્ષ આ પ્રમાણે કહેલો છે.

एकादश्यां शुक्लपक्षे पौषमासे समारभेत्

द्वादश्यां पौर्णिमास्यांवा शुक्लेपक्षे समापनम्

પોષ સુદિ એકાદશીને દિવસે માઘસ્નાનનો આરંભ કરવો. માઘ સુદ બારસને દિવસે અથવા પૂર્ણિમાને દિવસે વ્રત સમાપ્ત કરવું. અને પોષ સુદ પૂર્ણિમાને દિને આરંભ કરવાનો પક્ષ નિર્ણય સિંધુ વગેરે ગ્રન્થોમાં વિષ્ણુ વચનના આધારથી

લખેલો છે. જે દિને મકરસંક્રાન્તી બેસે તે દિવસથી કુંભ સંક્રાન્તીના પ્રવેશ પર્યંત ત્રીસ દિવસ સ્નાન કરવાનો પક્ષ પણ વિષ્ણુસ્મૃતિમાં છે. માઘસ્નાન કરવાનો અધિકાર સર્વ વર્ણ અને સર્વ આશ્રમના લોકને છે. પદ્મપુરાણમાં કહ્યું છે કેઃ—सर्वेऽधिकारिणोह्यत्र विष्णुभक्तोयथानृप॥ માઘસ્નાનમાં વિષ્ણુની ભક્તિ કરવી તે વિશે સ્કંદ પુરાણમાં કહેલું છે કેઃ—

पौष्यांतुसमतीतायां यावद्भवतिपूर्णिमा
माघमासस्यतावाद्धि पूजाविष्णोर्विधीयते
पितॄणां देवतानांच मूलकंनैवदापयेत्
ब्राह्मणोमूलकंभूक्त्वा चरेच्चांद्रायणं व्रतम्
अन्यथायातिनरकं क्षत्रविट्शूद्रएवच
वर्जनीयं प्रयत्नेन मूलकंमादिरोपमम् ॥

પોશમાસની પૂર્ણિમા ગયા પછી જ્યાં સુધી માઘ માસની પૂર્ણિમા આવે ત્યાં સુધિ નિત્ય વિષ્ણુની પૂજા કરવી. દેવતા તથા પિતૃનાં કાર્યોમાં મૂળો વાપરવો નહિ. બ્રાહ્મણ જો મૂળો ખાય તો એક ચાન્દ્રાયણ વ્રતથી શુદ્ધ થાય, અને મૂળો ખાધા છતાં પણ જો પ્રાયશ્ચિત્ત ન કરે તો અધમ લોકમાં જાયછે.

તેમજ ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્રને પણ મૂળા ખાવાથી અધમ લોકની પ્રાપ્તિ થાય છે. આથી મૂળા ખાવા નહિ. હંમેશાં ચાર ઘડી રાત્રી હોય ત્યારેજ સ્નાન કરવું. તેમ ન બને તો પણ સૂર્યોદય પહેલાં તો અવશ્ય સ્નાન કરવુંજ. માઘસ્નાન તીર્થમાં થાય તો સારૂં; નહિ તો નદી, ને નદી ન હોય તો જળાશયમાં સ્નાન કરવું એ શ્રેષ્ટ છે. શરીર સારૂં ન હોય તો ઉષ્ણ જળે સ્નાન કરવું. સ્નાન કરતી વખતે પ્રયાગ તીર્થનું સ્મરણ કરવું. તથા નીચેનો મંત્ર ભણી મૌનરહી સ્નાન કરવા માંડવું:–

> दुःखदारिद्र नाशाय श्रीविष्णोस्तोषणायच
> प्रातस्नानं करोम्यद्य माघे पाप विनाशनम्
> मकरस्थे रवौमाघे गोविंदाच्युतमाधव
> स्नानेनानेनमेदेव यथोक्तफलदो भव
> इमं मंत्रं समुच्चार्य स्नायान्मौनसमान्वितः

આ પૂર્ણિમાએ દેવી અંબીકાનો જન્મ દિવસ છે, તે દેવી ભકતોએ કરવાનો છે.

વદ ૧૧–પટતિલા એકાદશી.આજ તિલસ્નાન,તિલ દાન અને હોમ તથા ભક્ષણ કરવાથી પુણ્ય થાય છે.

વદ ૧૪–આજ સૂર્યોદય પહેલાં સ્નાન કરીને યમરાજાનું તર્પણ કરવાથી પાપનો નાશ થાય છે.

વદ ૦)) આ દિવસે જો રવિવાર વ્યતિપાત શ્રવણ નક્ષત્ર એટલા યોગ આવતા હોય તો તે **અર્ધોદય** પર્વ કહેવાય છે. આ પર્વ વારંવાર આવતું નથી. સંવત્ ૧૯૪૭ માં આ પર્વ ૨૭ વર્ષે આવ્યું હતું. આને માટે ભારત, સ્કંદ પુરાણ વગેરેમાં ઘણું લખેલું છે. આ પર્વનું ફળ કોટી સૂર્ય ગ્રહણ જેટલું છે નિર્ણયસિંધુમાં કહ્યું છે કે–

अमार्कपातश्रावणैर्युक्ताचेत्पौषमाघयोः ॥ अर्धोदयः सविज्ञेयः कोटिसूर्यग्रहैःसमः ॥ દાનધર્મ કરવાં.

## માઘ માસ.

આ માસમાં તીર્થરાજ પ્રયાગમાં સ્નાન કરવાનો મહિમા બહુ મોટો છે. તીર્થરાજમાં સ્નાન કરવાથી સ્વર્ગ પ્રાપ્તી થાય છે. કહ્યું કે–

सितासितेतुयत्स्नानं माघमासे युधिष्ठिर
नतेषांपुनरावृत्तिः कल्पकोटिशतैरपि ॥

સંપૂર્ણ માઘ માસમાં જે પુરૂષ યથાવિધિ ગંગા જમુનામાં સ્નાન કરે છે તેને કોટિકલ્પ પર્યંતનો

પુનર્જન્મ ભય લય પામે છે. જન્મ મરણનો ફેરો જતો રહે છે.

માઘ સુદ ૪-તિલચતુર્થી. સાયંકાળે જો આ ચતુર્થી આવતી હોય તો ગણપતિના ભક્તોએ તે દિવસે ઉપવાસ કરવો, ને રાતે જમવું. આ ચોથ કુંદચતુર્થી પણ કહેવાય છે. મોગરાના પુષ્પથી શિવજીનું પૂજન કરી ઉપવાસ કરી સાયંકાળે ભોજન કરવાથી લક્ષ્મીની પ્રાપ્તી થાય છે.

સુદ ૫-વસન્ત પંચમી કામના મિત્ર વસંતનો જન્મ દિવસ.-શ્રીપંચમી. આજ કળશ સ્થાપન કરી તેમાં આંબા મહોર ખજુરીનાં પત્રો વગેરે વસંત સુચક વનસ્પતિ નાંખી રતિ અને કામદેવનું પૂજન કરવું કહ્યું છે

माघमासे नृपश्रेष्ट शुक्लाच पंचमीतिथौ
रतिकामौतु संपूज्यौ कर्त्तव्य स्सुमहोत्सवः
दानानि तु प्रदेयानि तेन तुष्येत्तु माधवः

માઘ માસની અજવાળી પાંચમને દિવસે રતિ અને કામની પૂજા કરી મોટો ઉત્સવ કરવો. તથા દાન દેવાં જેથી ભગવાન પ્રસન્ન થાય છે. આ

પાંચમથીજ વસંતોત્સવ કરવા કહ્યું છે કે-
माघशुक्ल पंचमी वसंतपंचमी तस्यां वसंतोत्सवारंभः
अस्यां रतिकामयोः पूजोक्ताः ॥ આ પૂજા ચતુર્થી ઉપ-
રાત પચમી હોય તે દિવસે કરવી. વળી પંચમી
ઉપર ષષ્ઠી હોય ત્યારે કરવી એમ પણ લખે છે.
પણ ઔદયિક લેવી એમ ઘણાં વચનથી સિદ્ધ
થાય છે.

વસંત પંચમીને દિવસે મોગરાના પુષ્પથી ભગ-
વાનનું પુજન કરવાથી લક્ષ્મીની પ્રાપ્તિ થાય છે.
આજ ફાગ, હોલી વગેરે પદો ગાવામાંઆવે છે.
દેવ મંદિરમાં આજથી અબીલ ગુલાલ ઉડાડવાનો
પ્રારંભ થાય છે.

સુદ ૭-રથસાતમ-અચલા સપ્તમી. આ સાતમ
અરૂણોદયની લેવી. અને તે દિવસે ચાર ઘડી રાત
હોય ત્યારે, કોઇએ જળાશયનું પાણી હલાવ્યું ન
હોય ત્યારે ત્યાં જઈ રોલડીના સાંઠાથી પાણીને હ-
લાવી સ્નાન કરવું; પછી સૂર્યને અર્ઘ્ય આપવો,
પાણીમાં દીવા તરતા મુકવા વગેરે કરવાથી
ઘણાં પાપ નાશ પામે છે. આ તિથિ મન્વાદિ છે.

સુદ ૮–ભીષ્માષ્ટમી–આજ સર્વ વર્ણે તિલ સહિત જળ તર્પણ કરવું. જો તેમ ન કરવામાં આવે તો એક વર્ષનું પુણ્યકર્મ પાણીમાં જાય છે. વળી ભીષ્મનું શ્રાદ્ધ કરવાથી વંશ વધે છે.

સુદ ૧૧–જયા એકાદશી.

સુદ ૧૨–તિલોત્પત્તિ તલના હોમ. સ્નાન, ભોજન, દેવાર્ચન તથા દાન કરવાં.

સુદ ૧૫–માઘ વ્રત સમાપ્ત કરવું અને દાન કરવું તથા બ્રાહ્મણનાં જોડાં જમાડવાં. આ પુર્ણિમાનું નામ રોપણિ પણ છે.

માઘ વદ ૮-પિતૃનું શ્રાદ્ધ કરવું. આ આઠમને દિવસે સીતાજીનો જન્મ થયેલો છે. રામ ભક્તોએ આજ ઉપવાસ તથા સીતાનું પૂજન કરવું.

વદ ૧૧ વિજયા એકાદશી.

વદ ૧૪–મહા શિવરાત્રી–મહારાત્રી શૈવમાર્ગીઓનું આ મોટું પર્વ છે. દ્વાદશજ્યોતિર્લિંગની આજે ઉત્પત્તિ થયેલી છે, ને સર્વેશિવમંદિરમાં બહુ મોટી ધામધુમ થાય છે. આ તિથિ જે દિવસે સાંજે હોય તે દિવસે વ્રત કરવું એમ કેટલાક કહે છે

અને કુટલાક એમ કહે છે કે જે દિવસે મધ્ય રાત્રી સમયે ચતુર્દશી હોય તે દિવસે વ્રત કરવું. આ બેમાંથી મધ્ય રાત્રીવાળો પક્ષ બળવત્તર છે. સ્નાન, દાન, ઉપવાસ, શિવાર્ચન વગેરે કર્યાથી ઘણું પુણ્ય થાય છે, એમ સર્વ ધર્મશાસ્ત્રોમાં કહેલું છે. આ વ્રત વિષ્ણુસ્વામિ, મધ્વ, રામાનુજ અને નિંબાર્ક વૈષ્ણવ વગેરે કરતા નથી. તેનું એકજ કારણ ભગવદ્ગીતામાં છે. अनन्यांश्चतयंतोमां भजंत्यनन्यमनसः એ ગીતાના વાક્યાનુસાર વ્રત ન કરવું તેમ શિવદ્વેષ પણ કરવો નહીં. જેમ અનન્ય વૈષ્ણવોએ શિવરાત્રી ન કરવી, તેમ અનન્ય શૈવીએ જન્માષ્ટમી ન કરવી, બાકીના સર્વે લોકે શિવરાત્રી વ્રત અવશ્ય કરવું. ।।वैष्णवोवाऽथशैवो वा कुर्यादेकादशीं व्रतम् ।। જેમ વૈષ્ણવ તથા શૈવીએ એકાદશી કરવી તેમ અનન્યવૈષ્ણવ વગર સર્વે લોકે શિવરાત્રી વ્રતપણ કરવુંજ. યુગાદિ. દ્વાપર યુગનો પ્રારંભ થયો હતો.

## ફાલ્ગુણ માસ.

સુદ પડવાથી આરંભી બાર દિવસ સુધી પયોવ્રત

ત કરવાથી અપ્રજને પ્રજા પ્રાપ્ત થાય છે. આ વ્રતનો પ્રકાર ભાગવતના અષ્ટમસ્કંધમાં છે.

સુદ ૫—આ પાંચમથી આરંભી ત્રયોદશી સુધી વૈષ્ણવ લોક ભગવાનને બગીચામાં—કુંજમાં પધરાવે છે. ભાગવતમાં કહેલું છે કે:—ममार्चास्थापने श्रद्धास्वतः संहत्यचोद्यमः उद्यानोपवनाक्रीड पुरमन्दिरकर्मणि ॥ ભગવાને ઉદ્ધવજીને કહ્યું છે કે:—મ્હારૂં સ્વરૂપ પધરાવવામાં શ્રદ્ધા રાખવી તથા સેવા માટે બગીચા, ક્રીડાસ્થાન પુરમંદિર કરવાં.

સુદ ૧૧—કુંજ એકાદશી-વિષ્ણુમંદિરોમાં કુંજ કરવાનો ચાલ છે. પુરૂષોત્તમ મહાત્મ્યમાં કહેલ છે કે-ફાલ્ગુણ સુદમાં ઈશ્વર પ્રીત્યર્થે વૃંદાવન બનાવવું.

સુદ ૧૫-હોલિકા-પદ્મપુરાણમાં આ વિષે આમ છે. ધુંડા નામની એક રાક્ષસી જે શિવના વરદાનથી મદમસ્ત થઇ ગઇ હતી અને કોઇને માનતી નહોતી તેનો નાશ કરવાને માટે વશિષ્ટે એવી યુક્તિ કરી કે એક હોળી સળગાવી તેમાં તે રાક્ષસીનું પુતળું કરી બાળવું, અને બળતાં લાકડાં હાથમાં લઈ મોટો ગોંધાટ કરવો તથા છોકરાંએ બુડ્ડું

બોલી બોલી તેને ખીજવવી, આમ કરવાથી તે રા-
ક્ષસી જાતેજ ચીડાઇને મરણ પામી હતી. વળી
બીજી એવી દંતકથા છે કે--પ્રલ્હાદની ફોઈ તેને
ખોળામાં લઇ દેવતામાં બેઠી હતી એમ કે પોતે સ-
તી છે તે બળશે નહિ ને પ્રલ્હાદ બળી જશે પણ
તેથી ઉલટું થયું. ફોઇ બળી ગયાં અને પ્રલ્હાદ બ
ચ્યો નહીં. આથી હોળી શરૂ થઇ એમ પણ કહે
વાય છે.

આ પૂર્ણિમા જે દિવસે સાંઝ વખતે આવતી હો
ય તે દિવસે હોળી માનવી. આ દિવસે રાત્રિ ભાગ-
ની પૂર્ણિમામાં ભદ્રા છોડીને ગામથી બહાર અથ-
વા ગામ વચ્ચે ચૌટામાં હોળી સળગાવવી. દૂધની
ધારાવાડી કરી, નાળિએર વગેરેથી પૂજન કરવું
આગલી રાતે ભદ્રા રહિત વખત ન મળે તો
પાછલી રાતે અને જો આખી રાત ભદ્રા સહિત વ-
ખત હોય તો પછી પહેલી પાંચ ઘડી ગયા પછી
હોળી સળગાવવી. ચતુર્દશી કે પડવો અને દિવસ
ના ભાગમાં કદાપિ હોળી સળગાવવી નહીં.

આ પૂર્ણિમા પણ મન્વાદિ તિથિ છે અને તે
ઔદયિક લેવી.

પૂર્ણિમાને દિવસે અથવા આગળ પાછળના જે દિવસે ઉત્તરા ફાલ્ગુની નક્ષત્ર હોય તે દિવસે દોલોત્સવ કરવો. કહ્યું કે—नरो दोलागतं दृष्ट्वा गोविंदं पुरुषोत्तमं फाल्गुन्यां संयतो भूत्वा गोविन्दस्य पुरं व्रजेत्॥ ફાગણની પૂર્ણિમા અથવા ઉત્તરાફાલ્ગુની નક્ષત્રમાં દક્ષિણ દિશાભિમુખ દોલ ઝુલતા ભગવાનનું દર્શન કરતો દ્રઢચિત્તવાળો પુરૂષ ગોલોકને પામે છે. વળી પુરૂષોત્તમ મહાત્મ્યમાં ભગવાને કહ્યું છે કે-फाल्गुन्यां क्रीडनं कुर्याद्दोलायां मम भूमिप । दोलायां येपि पश्यन्ति दक्षिणामुखपूजितं ॥ ब्रह्महत्यादिभिः पापैः मुच्यन्तेनात्रसंशयः

પૂર્ણિમામાં અથવા ઉત્તરાફાલ્ગુની નક્ષત્રમાં ભગવાનને ઝુલાવવા. દક્ષિણાભિમુખ પૂજેલા ભગવાનનું દર્શન કરવાથી મનુષ્ય મોટાં પાપોથી પણ છુટી શકે છે.

નવાં પરણેલાં જોડાઓ પાસે આજે હોળીનું પુજન કરાવાનો પણ કેટલેક સ્થળે ચાલ છે.

વદ ૧—ધૂળ પડવો. વસંતારંભ ઉત્સવ. હોલોત્સવ કરવામાં આવે છે. પ્રભાતમાં તેલ ચોળી સ્નાન કરવું. ચાંડાળનો સ્પર્શ કરયા પછી સ્નાન કરવાથી

વિઘ્ન ટળે છે. હોળીની રાખનું વંદન આ દિવસે કરવું. તથા શુદ્ધ થયા પછી चूतमंचवसंतस्य माकंदकुसुमंतव सचंदनं पिबाम्यद्य सर्वकामार्थसिद्धये ॥ આ શ્લોક ભણીને આંબાનો મોર ખાવો. આજથી શીતકાળ પુરો થઇ વસંતનો આરંભ થાય છે. તે દિવસે ચંદનરસ રહિત આંબાનો મોર ખાવાથી વર્ષ પર્યંત સુખ રહે છે.

વદ ૨-એ દિવસે રાજાએ શિષ્ટ લોકોને એકઠા કરીને ગુલાલ વગેરેથી સત્કાર કરવો.

વદ ૫-રંગ પાંચમ.

વદ ૧૧-પાપમોચિની એકાદશી.

વદ ૦))-મન્વાદિ.

## ચૈત્ર માસ.

ચૈત્ર સુદ ૧-ગુડીપડવો. શાલિવાહન શક સંવત્સર આરંભ. જોતિષિયોના વર્ષનો આરંભ. આજે રાવણને મારી રામે અયોધ્યામાં પ્રવેશ કર્યો હતો, ને તે નિમિતે મહોત્સવ થયો હતો. સંવત્સરની એકમ સૂર્યોદય સમયે હોય તે લેવી. બે દિવસ સૂર્યોદય સમેજ જો એકમ હોય, અથવા બેમાંથી એકે

દિવસે સૂર્યોદય સમે એકમ નહોય તો-પેહેલી એકમ લેવી. ચૈત્ર માસ મળમાસ આવતો હોય તોપણ પહેલા ચૈત્રનીજ એકમે સંવત્સરારંભનું માંગલ્ય કર્મ કરવું. તે દિવસે તૈલનું મર્દન કરવું, ઘર ઉપર ધ્વજા ચડાવવી, લીંબડાનાં પાન ખાવાં, સંવત્સરનાં ફળ સંભારવાં, તૈલમર્દન અવશ્યજ કરવું. **નવરાત્રી**—આ એકમથીજ નવરાત્રી શરૂ થાય છે. આ વ્રતમાં એકમબીજ યુકત એક મૂહૂર્ત માત્ર હોય તો પણ લેવી. આ નવરાત્રી વ્રતના પારણાંનો નિર્ણય આસોમાસનાં પારણાંના પ્રમાણેજ થાય છે. આજ એકમથી **પ્રપાદાન** કરવું—પરબ મંડાવવી. સર્વ પ્રાણીને પાણી મળે તેવી પરબ માંડવી. પ્રપાદાનનો મંત્ર આ પ્રમાણે—प्रपेयं सर्वसामान्या भूतेभ्यः प्रतिपादिता अस्या प्रदानात् पितरस्तृप्यन्तुहिपितामहाः ॥ કોઈ પ્રાણી નિરાશ ન થાય તેવી પરબ માંડવી; જો તેમ ન થઇ શકે તો—एष धर्मघटो दत्तो ब्रह्मविष्णुशिवात्मकः अस्य प्रदानात् सकला मम सन्तु मनोरथाः એ મંત્રવડે દરરોજ (ચાર મહિના સુધી) બ્રાહ્મણને ઘેર પાણીનો ઘડો આપવો. આ એકમ કલ્પાદિ છે.

કલ્પાદિતિથિએ શ્રાદ્ધ કરવાથી પિતૃ તૃપ્ત થાય છે. (ચૈત્ર સુદ એકમ **મત્સ્યજયંતી** છે એમ પણ કેટલાક કહે છે.)

**ગૌરિવ્રત**–ચૈત્ર માસમાં દહીં દુધ ઘી અને મધનો ત્યાગ કરી દંપતી પૂજનરૂપિ ગૌરિવ્રત કરવું. વળી ચૈત્ર સુદ એકમને દિવસે થતાં વ્રત પ્રતિપદ્ વ્રત, વિદ્યાવ્રત, તિલકવ્રત, રોટકવ્રત, આ વ્રતો ઘણા લોકોમાં ઝાંઝાં મનાતાં નથી.

સુદ ૨–ચંદ્રવ્રત–બીજને દિવસે સાંઝે બાળચંદ્રનું પૂજન કરવું તે ચંદ્રવ્રત. વળી બીજને દિવસેજ દમણાંથી ગૌરી અને શિવની પૂજા કરવાનું પણ કહેલ છે.

સુદ ૩–મત્સ્યજયંતી. આંદોલનવ્રત, સૌભાગ્ય શયન વ્રત, મનોરથતૃત્રિયા વ્રત, અરૂંધતીવ્રત વગેરે. આ ત્રીજને દિવસે મત્સ્યાવતાર થયો હતો માટે મત્સ્ય જયંતી. આ ત્રીજથી શિવસહિત ગૌરીનું પૂજન કરી આંદોલનવ્રત એક માસ સુધી કરવું; આ વ્રતમાં ત્રીજચોથ યુક્તજ લેવી. રામ દોલોત્સવનો પ્રારંભ પણ આ ત્રીજથીજ કરવો, શ્રી રામચંદ્રને

ઝુલામાં બેસારી એક માસ સુધી ઝુલાવવા. બીજા દેવને પણ આ મનોરથ કરવો. આ ત્રીજ મન્વાદિ છે, મન્વાદિ તિથીને દિવસે શ્રાદ્ધ કરવું. શ્રાદ્ધ પૂર્વાન્હ કાળમાં કરવું એટલુંજ નહીં પરન્તુ મન્વાદિ તિથીયો શુક્લ પક્ષમાં આવતી હોય તો પૂર્વાન્હકાળ વ્યાપિની અને કૃષ્ણ પક્ષમાં આવતી હોય તો અપરાન્હકાળ વ્યાપિનીજ લેવી. મન્વાદિ તિથીએ શ્રાદ્ધ ન થાય તો ॥ त्वंभुव : प्रातिमानम् ॥ એ ઋચાનો જળમાં રહીને સો વખત જપ કરવાને કહેલું છે. અરૂન્ધતી વ્રત—વશિષ્ટપત્નિ—આ વ્રત સૌભાગ્યવતી સ્ત્રીયોને કરવાનું છે. એનો નિર્ણય વ્રતરાજમાં જોઇ લેવો.

સુદ ૪—ગણપતી પૂજા—આ ચોથ મધ્યાન્હકાળ વ્યાપિની લેવી. દમનકથી ગણપતીની પૂજા કરવી, જેથી વિઘ્ન નાશ થાય છે, અને સર્વ મનોરથ ફળે છે.

સુદ ૫—હયવ્રત, નાગપુજા; ઉચ્ચૈ:શ્રવાદિ હયનું પૂજન કરવું. નાગદેવની પૂજા કરી તેમને દુધ તથા ઘીનું નૈવેદ્ય કરવું, જેથી સારૂં ફળ થાય છે.

સુદ ૬—સ્કંદષષ્ઠી—કાર્તિકસ્વામીને દવણો અર્પણ કરવો.

સુદ ૭–સૂર્યને દવણો અર્પણ કરવો એમ કહેલ છે.

સુદ ૮–બુદ્ધાષ્ટમી વ્રત. આ આઠમને દિવસે પાર્વતિનો જન્મ થયેલો છે ને આઠમ જો પુનર્વસુનક્ષત્ર યુક્ત હોય તો–त्वामशोक नराभीष्ट मधुमाससमुद्भव पिबामिशोक संतापो मामशोकं सदाकुरु॥ આ મંત્ર ભણીને આસોપાલવની આઠ કળીઓ ખાવી. તેથી, રોગનો નાશ થાય છે. આ આઠમ નોમ યુક્ત લેવી. આ આઠમને દિવસે બુધવાર અને પુનર્વસુનક્ષત્ર હોય તો પ્રાતઃસ્નાન કરવું કારણ કે તેથી વાજપેય યજ્ઞ જેટલું ફળ પ્રાપ્ત થાય છે.

એ દિવસે ભવાનીનો જન્મ હોવાથી દેવી મંદિરોમાં યજ્ઞયાગ થાય છે.

સુદ ૯–રામનવમી, રામજયંતી. રામનામ લેખનવ્રત. પુનર્વસુનક્ષત્ર, મધ્યાન્હ સમય, કર્કલગ્ન, મેષના સૂર્ય અને ઉચ્ચના પાંચ ગ્રહ એ યોગમાં શ્રી રામચંદ્રનો જન્મ અયોધ્યામાં થયો હતો. એ દિવસે ઉત્તર હિંદુસ્થાનમાં અયોધ્યાપુરીમાં મોટો મેળો ભરાય છે. આ દિવસે ઉપવાસ કરવો. આ નોમ મધ્યાન્હ વ્યાપિની હોય તે લેવી. પહેલે દિવસે મધ્યાન્હ

વ્યાપિની હોયતો તે લેવી; બન્ને દિવસે મધ્યાન્હ વ્યાપિની હોય, અથવા બન્ને દિવસે ન હોય તો અષ્ટમી વિધ્ધા લેવી' એવો નિષેધ છે માટે આવતે દિવસેજ કરવી. પહેલે દિવસે પૂર્ણ મધ્યાન્હ વ્યાપિની હોય તો તે છોડી દેવી, પણ બીજે દિવસે એકદેશવ્યાપિની હોય તો તેજ લેવી. બહુધા અષ્ટમીયુકત પુનર્વસુનક્ષત્રયુક્ત હોય તો પણ નજ લેવી. અને દશમે છ ઘડી હોય તોપણ લેવી. દશમનો ક્ષય હોય અને પારણાં એકાદશીમાં આવતાં હોય તો સ્માર્તોએ અષ્ટમી યુક્ત નોમ ઉપવાસને માટે લેવી. પૂર્ણ નોમ ન હોય અને દશમને દિવસે છ ઘટિકા સુધી ન પહોંચતી હોય તો સર્વેએ અષ્ટમી યુક્ત લેવી, આ વ્રત નિત્ય અને કામ્ય એમ બે પ્રકારનું છે

## રામનવમી વ્રત પ્રયોગ.

આઠમને દિવસે પોતાના ગુરુ–આચાર્યની પૂજા કરી 'શ્રીરામોસિ त्वमेव मे આ પ્રમાણે પ્રાર્થના કરી એકભકતનો સંકલ્પ કરી ઉપાધ્યાય સાથે હવિષ્યાન્નનું ભોજન કરવું. પછી નોમને દિવસે સવારમાં

પૂજા કરવાને માટે મંડપ કરી તેની વચ્ચે એક વેદિકા કરી ।।उपोष्य नवमीं त्वद्य यामेष्वष्टसु राघव तेन प्रीतो भव त्वं मे संसारात् त्राहीं मां हरे ।। આ મંત્ર વડે ઉપવાસનો સંકલ્પ કરવો. પછી—इमां स्वर्णमयीं रामप्रतिमां त्वां प्रयत्नतः श्रीरामप्रीतये दास्ये रामभक्ताय धीमते ।। આ મંત્ર ભણી પ્રતિમાદાનનો સંકલ્પ કરવો. પછી શ્રી રામનવમી વ્રતને અંગે રહેલા શોળ ઉપચારોવડે શ્રી રામની પૂજા કરવાનો સંકલ્પ કરી વેદી ઉપર સર્વતોભદ્ર મંડળ કહાડી તેના ઉપર કળશ સ્થાપના કરવી. અને તે ઉપર પૂર્ણ પાત્ર મૂકી વસ્ત્ર ઢાંકી દેવું, પછી પૂર્ણ પાત્રમાં અગ્ન્યુત્તરાણાદિ પ્રયોગવડે પ્રતિમામાં રામની સ્થાપના કરી પુરૂષસૂક્તવડે પુષ્પાંજલી આપવી. પછી-रामस्य जननी चासि रामात्मकमिदंजगत् अतस्त्वां पूजयिष्यामिलोकमातर्नमोस्तुते ।। એ મંત્ર વડે રામમાતા કૌશલ્યાનીપૂજા કરવી, વળી 'ॐनमोदशरथाय' એ મંત્રથી દશરથની પૂજા કરવી, વગેરે પૂજા સમાપ્ત થયા પછી મધ્યાન્હકાળે ફળફૂલ તથા જળવડે—।। दशाननवधार्थाय धर्मसंस्थापनायच दानवानां विनाशाय दैत्यानां

निधनायच परित्राणाय साधुनां जातो रामः स्वयं हरिः गृहाणार्घ्यं मया दत्तं भ्रातृभिः सहितोऽनघ ॥ એ મંત્રનો પાઠ કરીને શંખવડે અર્ઘ આપવો. રાતે જાગરણ કરવું. પ્રભાતમાં નિત્ય પૂજા કર્યા પછી મૂળ મંત્ર વડે દુધપાકની અષ્ટોત્તર શત આહુતિ આપી હોમ કરવો. અને પછી વિસર્જન કરીને આચાર્યને પ્રતિમાનું દાન આપવું. દાન આપતાં આ મંત્ર ભણવો—इमां स्वर्णमयीं रामप्रतिमां समलंकृतां शुचिवस्त्रयुगच्छन्नां रामोऽहं राघवायते ॥ श्रीरामप्रीतये दास्ये तुष्टो भवतु राघवः ॥ પછી—तव प्रसादं स्वीकृत्य क्रियते पारणा मया व्रतनानेन संतुष्टः स्वामिन् भक्तिं प्रयच्छमे ॥ આ પ્રમાણે પ્રાર્થના કરીને પારણાં કરવાં.

આ વ્રત ચૈત્ર માસ જો મળ માસ હોય તો તેમાં કરવું નહીં. આ નવમીને દિવસેજ દેવી નવમીની પણ સમાપ્તી કરવી.

આજે સ્વામિનારાયણ સંપ્રદાયના મુખ્ય સ્થાપનાર સહજાનંદ સ્વામીનો જન્મ દિવસ, તે પથમાં મનાય છે. રાત્રીના ૧૦ કલાકે અયોધ્યા પાસે છપૈયા ગામમાં સહજાનંદનો જન્મ થયો હતો.

સુદ ૧૧—કામદા એકાદાશીવ્રત. કૃષ્ણનો દોલો

ત્સવ. હીડોળો કરવો. પ્રાચીનકાળમાં આ દિને હીડોળો થતો હતો. કળિયુગના મળને નાશ કરનાર શ્રીકૃષ્ણ તેમને હીડોળામાં ઝુલાવવાથી હજારો અપરાધથી મુકત થવાય છે, એટલુંજ નહી પણ કોટિ જન્મનાં પાતક દૂર થાય છે.

સુદ ૧૨-વિષ્ણુ દમનઉત્સવ-આ ઉત્સવ પારણાને દિવસેજ થાય છે. પારણાંને દિવસે એક ઘડી પણ બારસ ન મળે તો પવિત્રાં ધરાવવાં અને દવણો ધરાવવા માટે તેરસ લેવી.

## દમનોત્સવ પ્રયોગ.

ઉપવાસને દિને નિત્ય પૂજા પછી દવણો લેવો. પછી જે દેવને માટે તે લઈ જવો હોય તે દેવનું નામ લેવું. ઘેર લાવીને પંચગવ્યથી પ્રક્ષાલન કરવો પછી દેવ સન્મુખ લાવી તેમાં અશોક વસન્ત કામ એ દેવતાઓની ચંદનાદિથી પૂજા કરવી. તેમાં-नमोस्तु पुष्पबाणाय जगदाल्हादकारिणे मन्मथाय जगन्नेत्रे रतिप्रीतिप्रियाय ते એ મંત્રવડે કામદેવનું આવાહન કરવું. પછી काम भस्मसमुद्भूत रतिबाष्पपरिप्लुत ऋषिगंधर्वदेवादिविमोहक नमोस्तुते એ મંત્રથી દવણાની પ્રાર્થના કરવી.

ॐक्लीकामाय नमः એ મંત્રથી પરિવારયુક્ત કામદેવ રૂપી દવણાને ચંદનાદિ અર્પણ કરવાં. રાતે દેવતાની પૂજા કરવી અને અધિવાસન રાખવું. એ પ્રમાણે કર્યા પછી સર્વતોભદ્ર મંડળ કરી કળશ સ્થાપન કરવો અને તેના ઉપર સ્વચ્છ વસ્ત્રમાં ઢાંકેલા વાંસનાં પાત્રમાં દવણો રાખવો; પછી पूजार्थं देवदेवस्य विष्णोर्लक्ष्मीपतेः प्रभो । दमन त्वमिहागच्छ सान्निध्यं कुरुतेनमः એ મંત્રથી દમન દેવનું આવાહન કરી—क्लीं कामदेवाय नमो -ह्रीं रत्यै नमः ॥ १ ॥ क्लीं भस्मशरीराय नमो -ह्रीं रत्यै नमः ॥ २ ॥ क्लीं अनंगाय नमो -ह्रीं रत्यै नमः ॥ ३ ॥ क्लीं मन्मथाय नमो -ह्रीं रत्यै नमः ॥ ४ ॥ क्लीं वसन्ताय नमो -ह्रीं रत्यै नमः ॥ ५ ॥ क्लीं स्मराय नमो -ह्रीं रत्यै नमः ॥ ६ ॥ क्लीं इक्षुचापाय नमो -ह्रीं रत्यै नमः ॥ ७ ॥ क्लीं पुष्पबाणास्त्राय नमो -ह्रीं रत्यै नमः ॥ ८ ॥ આ આઠ મંત્ર વડે પૂજા કરવી. વળી तत्पुरुषाय विद्महे कामदेवाय धीमहि। तन्नोऽनंगः प्रचोदयात् ॥ આ મંત્રથી એકસોને આઠવાર દવણાની ચંદનાદિવડે પૂજા કરવી. પુષ્પાંજળી આપવી પૂર્વગત મંત્રોએ નમસ્કાર કરવો. પછી क्षीरोदधि-

महानागशय्यावस्थितविग्रह ।प्रातस्त्वां पूजयिष्यामि सन्निधौ भव ते नमः ॥ એ મંત્રથી પૂજા કરી પુષ્પાંજળી આપવી અને એકાદશીની રાત્રીએ જાગરણ કરવું. બીજે દિવસે સવારે નિત્ય કર્મ કરી વળી દવણાની મંજરી લઈ મૂળ મંત્રથી પૂજા કરવી. પછી દવણો અર્પણ કરી પ્રાર્થના કરવી. પછી આરતી કરી બ્રાહ્મણોને દવણો આપી સપરિવાર પારણાં કરવાં. આ ઉત્સવ મળમાસમાં ન કરવો. ગુરૂ તથા શુક્રનો અસ્ત હોય તોપણ કરવો. મહાભારતમાં કહ્યું છે કે-अहोरात्रेण द्वादश्यांचैत्रे विष्णुरिति स्मरन् पुण्डरीकमवाप्नोति देवलोकं च गच्छति ॥ આ ચૈત્ર સુદ બારસને દિવસે અને રાત્રે વિષ્ણુનું સ્મરણ કરવાથી પુંડરીક નામના યજ્ઞનું ફળ મળે છે એટલુંજ નહીં પણ તે દેવલોકને પામે છે.

સુદ ૧૩-અનંગવ્રત, આ વ્રતમાં તેરસ બારસ વિધ્ધા લેવી.

સુદ ૧૪-નૃસિંહ દોલઉત્સવ. નૃસિંહને ઝુલાવવા. વળી ભૈરવ શિવ તથા એકવીરા દેવીની દવણાથી

પૂજા કરવી. આ ચૌદશ પૂર્વ તિથિવિદ્ધા અને અ-પરાન્હવ્યાપિની લેવી. શિવજીનો દયનોત્સવ.

સુદ પૂર્ણિમા—આ પુનમને દિવસે જો રવિ ગુરૂ કે શનિવાર આવતો હોય તો સ્નાન અને શ્રાદ્ધ વગેરે કરવાથી અશ્વમેધનું પુણ્ય થાય છે. વૈશાખ સ્નાનનો આરંભ કરવો. વૈશાખસ્નાનમાં જીતેંદ્રિય રહી હવિષ્યાન્ન ખાવું. આખો મહિનો સ્નાન કરવાની શક્તિ ન હોય તો ત્રણ દિવસ સ્નાન કરવું. આ પૂર્ણિમા મન્વાદિ છે. હનુમાનનો જન્મ દિવસ.

વદ ૧૧–વિરૂથિની એકાદશી શ્રીમદ્ વલ્લ-ભાચાર્યજીનો જન્મ દિવસ.

વદ ૧૩–જો તે દિવસે શતતારકા નક્ષત્ર હોય તો તે વારૂણી કહેવાય, શનિવાર યુક્ત હોય તો મહાવારૂણી, અને શુભ યોગ શનિવાર અને શત તારકા ત્રણે યુક્ત હોય તો મહામહાવારૂણી કહે-વાય છે. સ્નાન દાન કરવાં.

વદ ૧૪-જો મંગળવારી હોય તો ગંગાસ્નાન કરવાથી પિશાચપણું દૂર કરે છે.

# વૈશાખ માસ.

વૈશાખ સુદ ૨–પરશુરામ જયંતિ.

સુદ ૩–અક્ષયતૃતિયા. અખાત્રીજ રોહિણી નક્ષત્ર અને બુધવારી હોય તો મહા પુણ્યકારી છે. તે દિવસે જપ અને હોમાદિકર્મ કરવાં. આ ત્રીજ ત્રેતાયુગાદિ છે–શ્રાદ્ધ કરવું. અને તે ન થાય તો તિલતર્પણ કરવું. શુકલ પક્ષમાં યુગાદિ તિથિનાં કર્મ મન્વાદિની માફક થાય છે. આ ત્રીજ બે ભાગમાં હોય તો પ્રથમનીજ લેવી એવા શાસ્ત્રમત ઘણા છતાં નિર્ણય થાય છે. આ ત્રીજ પણ વળી **પરશુરામ જયંતી** કહેવાય છે. તે પ્રથમ પ્રહરવ્યાપિની હોય તે લેવી. પ્રદોષ સમયે પરશુરામની પૂજા કરવી અને–जमदग्निसुतोवीर क्षत्रियांतकरप्रभो गृहाणार्घ्यं मयादत्तं कृपया परमेश्वर ॥ આ મંત્રથી અર્ઘ આપવો. એ દિન પ્રપાદાન જળકુંભદાન, ચણાને ઘઉંનો લાડવો ને દહી આપવાનું પુણ્ય છે. પિતૃ તૃપ્તિને માટે ગંધ ફુલ સહિત જળના ઘડાનું દાન આપવું.

સુદ ૭–ગંગાપૂજા. આ સાતમે ગંગાજીનો

અવતાર છે, માટે ગંગાપૂજન કરવું. તે મધ્યાન્હ-વ્યાપિની લેવી. બન્ને દિવસ મધ્યાન્હવ્યાપિની હોય તો પ્રથમની લેવી.

સુદ ૧૧–મોહિની એકાદશી વ્રત.

સુદ ૧૨–આ દિવસે મધુસૂદનની પૂજા કરનારને અગ્નિષ્ટોમ યજ્ઞનું ફળ મળે છે અને તે ચંદ્રલોક પામે છે. વૈશાખ સ્નાનનું ઉદ્યાપન આજ પણ થાય છે. એ દિવસે સિંહરાશી હોય, મંગળ કે ગુરૂવાર હોય ને વ્યતિપાત હોય તથા હસ્ત નક્ષત્ર હોય તો એ પાંચ જોગથી મહાપર્વ કહેવાય છે.

સુદ ૧૪–નૃસિંહજયંતિ–તે સૂર્યાસ્તકાળ વ્યાપિની લેવી. બન્ને દિવસે સૂર્યાસ્તકાળ વ્યાપિની હોય કિંવા ન હોય તો બીજા દિવસની લેવી. સ્વાતિ નક્ષત્ર અને શનિવારનો યોગ હોય તો અતિ ઉત્તમ.

## નૃસિંહ જયંતિ પ્રયોગ.

તેરસને દિવસે એક વખત ભોજન કરી ચૌદશને દિવસે મધ્યાન્હે તિલ અને આંબળાં ચોળી સ્નાન

કરવું. વ્રત સંકલ્પ કરયા પછી આચાર્યવરાવી અન્નની વેદિકાઓ ઉપર સાંજરે જળપૂર્ણ કળશનું સ્થાપન કરવું તેમાં સોનાની પ્રતિમા પધરાવી દેવનું આવાહન કરી ષોડશોપચારે દેવ પૂજા કરી परित्राणाय साधूनां जातो विष्णुर्नृकेसरी એ મંત્રવડે અર્ધ્ય આપવો. રાત્રીએ જાગરણ કરી પ્રાતઃકાળે પૂજા કરી વિસર્જન કરવું. પછી તે પ્રતિમા ગોદાન યુક્ત આચાર્યને આપવી. પછી પ્રાર્થના કરી પારણાં કરવાં. ત્રણ પ્રહરથી અધિક હોય તો તે ચૌદશ પૂર્વાહ્નમાં કરવી.

સુદ ૧૫–કૂર્મજયંતિ. એ દિવસે રાંધેલા અન્નની સાથે જળ કુંભનું દાન કરવાથી ગોદાનનું ફળ થાય છે. સુવર્ણ અને તિલની સાથે બાર કુંભનું દાન કરવાથી બ્રહ્મહત્યાથી છૂટાય છે. કૃષ્ણમૃગના ચર્મનું દાન પૃથ્વીદાન સમાન ફળ આપે છે. આ પૂર્ણિમાને દિવસે તિલયુક્ત જળથી સ્નાન, તિલહોમ અને તિલ દાન, તિલ દીપ દાન, તિલ તર્પણ કરવાથી મહાપુણ્ય થાય છે. વૈશાખ સ્નાનનું ઉદ્યાપન કરવું.

વદ ૧૧–અપરા એકાદશી

વદ ૭૦)-ભાવુકા અમાસ. આ દિવસે શુભ કર્મ કરવાં નહીં.

## વૈશાખ માસનાં સામાન્ય પુણ્યકર્મ.

પ્રાત:સ્નાન, તિલયુકત જળથી પિતૃતર્પણ, જળ કુંભ દાન કરવાં. ચંદન પુષ્પમાળા અને મિષ્ટાન્નથી બ્રાહ્મણ સંતુષ્ટવા.વસંતપૂજા કરવી, જળ પૂર્ણ પાત્રમાં વિષ્ણુની સ્થાપના કરવી. પાણીની પરબો મંડાવવી, પ્રભાતમાં સ્નાન કરી પીંપળાને પાણી રેડવું તથા પ્રદક્ષિણા કરવી. વળી-એક ભુક્ત, નક્ત, અને અયાચિત ઇત્યાદિ વ્રત કરવાં, શિવાલયમાં જળની ગળતી બંધાવવી, પંખો, છત્ર, પગરખાં અને ચંદનનું દાન આપવું. આ પ્રમાણે દાન કાર્ય કરવાથી મહાફળ થાય છે, અને ઘણું પુણ્ય મળે છે.

## જેષ્ટ માસ.

જેઠ સુદ ૧-કરવીરવ્રત-કરવું. દશહરા પ્રારંભ.

સુદ ૩-રંભાવ્રત-આ વ્રતને માટે બિજવિદ્ધા ત્રીજ લેવી. પંચાગ્નિ સાધન કરનારાં સ્ત્રી પુરૂષે આ વ્રતને દિવસે સુવર્ણની મૂર્તિમાં ભવાનીની પૂજા

કરવી. અને વિધિ પ્રમાણે હોમાદિક કરી જેની સ્ત્રી જીવતી હોય એવા બ્રાહ્મણને સર્વ સામગ્રી યુકત ઘરનું દાન દેવું અને બ્રાહ્મણદંપતીને જમાડવાં. વિશેષ વિધિ વ્રતરાજ આદિમાં જોવો.

સુદ ૪—ઉમાવ્રત. ઉમાનું પૂજન કરવું.

સુદ ૮—શુકલાદેવીની પૂજા કરવી અને

સુદ ૯—ઉપવાસ કરી દેવીની પૂજા કરવી.

સુદ ૧૦—દશાહરાવ્રત. આ દશમનું નામ પણ દશહરા છે. આ દશમે ગંગાજીનો જન્મ થયેલ છે. આના સંબંધે દશ યોગ આ પ્રમાણે—જેઠમાસ, શુકલ પક્ષ, દશમ, બુધવાર, હસ્તનક્ષત્ર, વ્યતિપાત, ગર, આનંદ, કન્યારાશિનાચંદ્ર, વૃષનારવિ, કહેલા છે. ઉપર કહેલા દશ યોગમાંથી દશમ અને વ્યતિપાત એ બે યોગ મૂખ્ય છે. માટે કેટલાક યોગે યુકત દશમ જે દિવસે હોય તે દશમ દશાહરાવ્રતને માટે લેવી. વળી પૂર્વાન્હકાળવ્યાપિની લેવી. ગંગાનું પૂજન કરવું. એ દિવસે કાશી, પ્રયાગને મથુરાના દશાશ્વમેધના ઘાટપર સ્નાન કરી દશ ફળ, દશ શેર લોટને દશ શેર ગોળની તિલપાત્ર આ-

ખવાનું મહા પુણ્ય છે. ગંગાતટપર સોના કે રૂપાની ગંગાજીની મૂર્તિ કરી તેની પૂજા કરવી, ને બ્રાહ્મણને દશ દશ મુઠી તલ આપવા. ગંગાતટપર દીવા બાળવામાં આવે છે.

દેશકાળનો ઉચ્ચાર કરી—સંકલ્પ કરીને દશ વાર ગંગાજીમાં સ્નાન કરવું અને જળમાં ઉભે ઉભેજ દશ વખત ગંગા સ્તોત્રનો પાઠ કરવો. પછી વસ્ત્ર ધારણ કરી પિતૃ તર્પણાદિ નિત્ય કર્મ કરીને ધોયાળા કરેલા કાળા તલના દશ પ્રસૃતિ (પસલા) તથા ગોળના સાથવાના દશ પિંડ પણ તીર્થમાં નાંખવા. પછી તટ ઉપર ત્રાંબાનો કે પછી માટીનો કળસ સ્થાપન કરી તે ઉપર સુવર્ણની મૂર્તિમાં સ્તોત્ર મંત્રવડે ગંગાજીનું આવાહન કરવું. પછી નારાયણ રૂદ્ર બ્રહ્મા સૂર્ય ભગીરથ અને હિમાચળનાં પણ આવાહન કરવાં ત્યાર પછી પૂજા કરવી ને દશ પ્રકારનાં પુષ્પ ચડાવવાં પછી દશ જાતનાં નૈવેદ્ય કરવાં તાંબુલ દક્ષિણા વગેરે થયા પછી દશ ફળ અર્પણ કરવાં. અને છેલ્લે દશ દીપકનું દાન દઈ પૂજા સમાપ્ત કરવી. પછી દશ બ્રાહ્મણને તિલનું દાન દેવું,

દશ કિંવા એક ગોદાન દેવું, મળે તો સુવર્ણ અથવા રૂપાનાં અને ન મળે તો લોટનાં માછલાં દેડકાં કરીને જળમાં નાંખવાં. દશ બ્રાહ્મણ અને દશ ગોયણીને ભોજન આપવું. ગંગાસ્તોત્ર સ્કંદપુરાણમાં આપેલ છે તેનો પાઠ કરવો. नमः शिवायै गंगायै, शिवदायैनमोनमः...,....... ઈત્યાદિ.

## मालिनी.

सितमकरनिषण्णां शुभ्रवर्णां त्रिनेत्रां
करधृतकलशोद्यत्सोत्पलामत्यभीष्टाम्
विधिहरिहररूपां सेंदुकोटीरजुष्टां
कलितसितदुकूलां जाह्नवीं तां नमामि ॥

વગેરે શ્લોકવડે પ્રાર્થના કરી પ્રતિમાની પૂજા કરવી અને પછી મૂળમંત્રવડે આચાર્યને પ્રતિમાનું દાન દેવું વગેરે પૂર્ણ હેવાલ ધર્મસિંધુમાં જોઈ લેવો.

સુદ ૧૧—નિર્જળા એકાદશી. પાંચ પાંડવોમાંનો બીજો જે ભીમસેન, તે હંમેશાં એક કલશીનો આહાર કરતો હતો તેણે કૃષ્ણના ઉપદેશથી આજે જળ પણ લીધું નહોતું તેથી નિર્જળા એકાદશી

કહેવાય છે. આ એકાદશીને દિવસે નિત્યાચમનના જળ વગર બીજા જળનો ત્યાગ કરી ઉપવાસ કરવાથી ૧૨ એકાદશીનું ફળ પ્રાપ્ત થાય છે.

સુદ ૧૨—બારસને દિવસે સાકર અને સુવર્ણ કુંભનું દાન કરવું. વળી આ બારસને દિવસે આઠે પહોર ત્રિવિક્રમનું પૂજન કરવાથી **ગવામયન** નામના યજ્ઞનું ફળ પ્રાપ્ત થાય છે. દેવને એ દિવસે જળ વિહાર કરાવવામાં આવે છે. એક મોટા પાત્રમાં જળ રેડી તેમાં ભગવાનના સિંહાસનને પધરાવી સર્વ ક્રિયા કરે છે. સાવિત્રી વ્રતનો આજથી આરંભ થાય છે.

સુદ ૧૫—વટસાવિત્રી—વટસાવિત્રી પૂજન કરવા ગામ બહાર જવામાં આવે છે. વડવૃક્ષ નીચે વાંસના પાત્રમાં રેતીની સાવિત્રીની મૂર્તિ કરી તથા સત્યવાનની મૂર્તિ કરી તેની સર્વ પ્રકારે પૂજા કરવી. ને મંત્ર ભણવો: सावित्रीयं मया दत्तासहिरण्यं महासती । ब्रह्मणः प्रीणनार्थायब्राह्मणप्रतिगृह्यतां. જો સુવર્ણની કે રૂપાની મૂર્તિ બનાવી હોય તો તેનું દાન દઈ દેવું. આ વ્રત સ્ત્રીઓનું મુખ્ય છે. નવાં પરણેલાં જોડાં આજે સાવિત્રી સત્યવાનનું પૂજન કરે છે. એ પૂ-

ર્ણિમાને દિવસે તિલદાન કરવાથી અશ્વમેધ યજ્ઞનું ફળ પ્રાપ્ત થાય છે. પૂર્ણિમા જો જ્યેષ્ઠા નક્ષત્રયુક્ત હોય તો તે દિવસે પગરખાં છત્ર વગરેનું દાન કરવાથી રાજ લાભ થાય છે. ને એ પર્વ મોટું ગણાય છે. બિલ્વત્રિવ્રત. આ વ્રત કરવાને માટે પૂર્ણિમા એકમ વિદ્ધા લેવી.

**વટસાવિત્રી વ્રત**—આ વ્રત પણ જેઠ સુદ પુનમેજ થાય છે. એને માટે તેરસથી ત્રણ દિવસ સુધી ઉપવાસ કરવા, ત્રણે ઉપવાસ ન થાય એમ હોય તો તેરસે નક્ત ચૌદશે અયાચિત, અને પુનમે ઉપવાસ કરવો. આ વ્રતમાં પૂર્ણિમા સૂર્યાસ્તની પ્રથમની છ ઘડી કરતાં અધિકવ્યાપિની એવી ચૌદશ વિદ્ધા લેવી. આ વ્રત સ્ત્રીઓએ કરવાનું છે. પારણાં પુનમને અંતે કરવાં. રજસ્વલા આદિ પ્રત્યવાય આવે તો પૂજા બ્રહ્મણ પાસે કરાવી ઉપવાસ પોતે કરવો. પૂજા તથા વ્રતને યોગ્ય વિધિ બીજા ગ્રન્થોમાં છે તે જોઇ લેવો. આ પૂર્ણિમા મન્વાદિ તિથિ છે.

**વદ ૧૧**—યોગિની એકાદશી.

# આષાઢ માસ.

અસાડ સુદ ૨—રથબીજ, રથયાત્રા. પુષ્ય નક્ષત્રમાં રથ જાત્રા બંગાળમાં આવેલા પુરી-જગન્નાથજીનો આજે મોટો રથ ફરવા નીકળે છે. શ્રી રામચંદ્રનો રથોત્સવ.

સુદ ૩-શ્રીમદ વલ્લભાચાર્યજીનું સ્વધામ ગમન.

સુદ ૬—કસુંબા છઠ.

સુદ ૧૦-મન્વાદિ તિથિ, વેંગણ દશમી.

સુદ ૧૧—દેવશયની અથવા દેવપોઢી એકાદશી. આ એકાદશીને દિવસે ભગવાન પહોડે છે. સર્વ સામગ્રી સહિત તથા લક્ષ્મી જેના પગ ચાંપે છે એવી ભગવાન્ વિષ્ણુની પ્રતિમા એક પલંગમાં પહોડાડી-પૂજા કરવી. પછી—सुप्ते त्वयिजगन्नाथे जगत्सुप्तंभवेदिदं विबुद्धे त्वयिबुध्ध्येततत्सर्वं सचराचरम् ॥ આમંત્રવડે પ્રાર્થના કરવી. પછી ઉપવાસ કરવો અને રાત્રે જાગરણ કરવું. એ દિવસથી બલિ રાજાને ત્યાં ચાતુર્માસ દ્વારપાળનું કામ કરવા જાય છે. બારસે પુનઃપૂજા કરવી, તેરસે ગીત વાદ્યનૃત્યાદિ કરવાં. આ વ્રત ત્રણ દિવસનું છે. વ્રતના

નિયમ વિવિધ હોવાથી એમજ કહેલું છે કે દેશાચાલનેજ અનુસરવું. મળમાસમાં આ ઉત્સવ કરવો નહીં.

સુદ ૧૨–વામનપૂજા એકાદશીનાં પારણાં કરયા પછી ચાતુર્માસ વ્રતનો સંકલ્પ કરવો. કોઇ એકાદશીએ કરવો એમ પણ કહે છે. ગુરૂશુક્રના અસ્તાદિક તથા આશૌચ ઇત્યાદિક કાળમાં ચાતુર્માસ વ્રતનો સંકલ્પ કરવો નહીં.

## ચાતુર્માસ વ્રત પ્રકાર.

જાઇનાં પુષ્પવડે ભગવાનની પૂજા કરી ઉપર આપેલ મંત્ર વડે પ્રાર્થના કરવી. શંખવડે અર્ઘ આપવો ને પ્રાર્થના કરવી. શ્રાવણમાસમાં શાક ભાદ્રપદમાં દહીં અશ્વિનમાં દૂધ અને કાર્તિક માસમાં બે દલવાળું ધાન્ય છોડી દેવું. ખાવાં નહીં. આ પ્રમાણે હવિષ્યાન્ન ખાવા તથા ગોળ ઇત્યાદિનો ત્યાગ કરવાની ઈચ્છા હોય તો સંકલ્પમાંજ તેનાં નામ લઇ તે વર્જ કરવાં.

**હવિષ્યાન્નમાં ગણાતી** અને ચાતુર્માસમાં ખાવા

જેવી વસ્તુઓ-ચોખા, મગ, જવ, તિલ, કાંગ, કમળાકાકડી, સામો, મહુ, સુરણ આદિ કંદ, સૈંધવ, અને સમુદ્રનું એ બે લુણ, ગાયનાં દૂધ દહિ ઘી, ફળમાં-પનસ, આંબા-કેરી, ત્રિફળ, હરડે, પિંપર, છીર, સુંઠ, આંબલી, કેળાં, આંબળાં, સાકર, ખાંડ એ સર્વ ખાવા યોગ્ય છે.

તજવા યોગ્ય—છીપ તથા હાડકાંના ચુના, (પાનમાં આવે માટે) ચાંબડામાં રાખેલ પાણી, લીંબુ, બીજોરાં, વિશ્વદેવ કરયા વગરનું તથા વિષ્ણુને ધરાવ્યા વગરનું અન્ન, દગ્ધઅન્ન, મસૂર (દાળ) માંસ, કાળાવાલ, વટાંણા, ચોળા, વેંગણ, કલિંગડું, બીજવાળાં અને બીજ વગરનાં ફળ, ધોળા મૂળા, રાતા મૂળા, કોળું, શેલડી, બોર, પલંગમાં સુવું, ઋતુ વગર સ્ત્રીસેવન, પરાન્ન, મધ, પરવલ, અડદ, ધોળા સર્ષપ, ગાય તથા ભેંસ વગર બીજા પ્રાણીનું દૂધ, વગેરે તજવાં.

## કામ્યવ્રત.

ગોળનો ત્યાગ કરવાથી સ્વર મધુર થાય છે. તેલના ત્યાગથી શરીર સુંદર થાય છે. યોગાભ્યાસ

કરવાથી બ્રહ્મપદ પ્રાપ્ત થાય છે. તાંબુલનો ત્યાગ કરવાથી અનેક ભોગની પ્રાપ્તિ તથા મધુર કંઠ થાય છે. ઘી છોડવાથી શરીર કોમળ થાય છે. શાકનો ત્યાગ કરવાથી પકવાન્નનો ભોકતા થાય છે. પગને તેલ આદિનું મર્દન છોડવાથી શરીર સુગંધિ થાય છે. દહિ, દૂધ, અને છાશ છોડવાથી વિષ્ણુ લોક પ્રાપ્તિ થાય છે. પાત્રમાં રાંધેલાં અન્નનો ત્યાગ કરવાથી વંશવૃદ્ધિ થાય છે. પૃથ્વી ઉપર દર્ભ પાથરી તે ઉપર નિદ્રા કરવાથી ભગવદ્ ભક્ત થાય છે. પૃથ્વી ઉપર ભોજન કરવાથી રાજ્ય મળે છે. મદ્ય અને માંસનો ત્યાગ કરવાથી મુનિ વિચારશીલ થાય છે. એકાંતર અપવાસ કરવાથી બ્રહ્મલોક પ્રાપ્તિ થાય છે. નખ, કેશ એ ધારણ કરવાથી નિત્ય ગંગા સ્નાનનું ફળ થાય છે. મૌનવ્રત કરવાથી આજ્ઞા અસ્ખલિત ચાલે છે. વિષ્ણુને પ્રણામ કરવાથી ગોદાનનું ફળ થાય છે. વિષ્ણુના ચરણ સ્પર્શ કરવાથી કૃતાર્થપણું આવે છે. દેવમંદિરમાં ઝાડુ વગેરે શુદ્ધિ કરવાથી રાજ્ય મળે છે. વિષ્ણુને સો પ્રદક્ષિણા કરવાથી વિષ્ણુલોક પ્રાપ્ત થાય છે. એક ભુક્ત કર-

બાથી અગ્નિહોત્રનું ફળ. અયાચિત વ્રત પાળવાથી વાવ, કુવા ઇત્યાદિક ઉત્સર્ગ કરવાનું ફળ મળે છે. દિવસના છઠ્ઠા ભાગમાં ભોજન કરવાથી ઘણો વખત સ્વર્ગ વાસ થાય છે. પાંદડાંઓમાં ભોજન કરવાથી કુરૂક્ષેત્રમાં નિવાસ કરવાનું ફળ મળે છે. શિલા ઉપર ભોજન કરવાથી પ્રયાગ સ્નાનનું ફળ થાય છે.

આ બારસને દિવસે વામનની પૂજા કરવાથી નરમેધનું ફળ મળે છે.

સુદ ૧૩—જયાપાર્વતી વ્રત.

સુદ ૧૫—પૂર્ણિમા—કોકિલાવ્રત, ગોપાળવ્રત, કોકિલાવ્રત માટે—स्नानं करिष्ये नियता ब्रह्मचर्य स्थिता सती भोक्ष्यामि नक्तं भूशय्यां करिष्ये प्राणिनां दया ॥ આ રીતે એક માસ સુધી કોકિલા સ્વરૂપિણી શિવાદેવીનું પૂજન કરી નક્ત ભોજન કરવું. મન્વાદિતિથિ. સંન્યાસિએ ચાતુર્માસ એક ઠેકાણે રહેવાનો સંકલ્પ કરવો. વ્યાસપૂજા. આજે વિદ્યાર્થી શિષ્યોએ ગુરુનું પૂજન કરવું.

વદ ૧—વૈષ્ણવ મંદિરોમાં હિંડોળાનો આરંભ.

વદ ૨—અશૂન્ય શયન વ્રત કરવું. આ વ્ર-

તમાં લક્ષ્મી સહિત વિષ્ણુની પૂજા કરી पत्नी भर्तु र्वियोगेन भर्ताभार्या समुद्भवं नाप्नुवन्ति यथा दुःखं दंपत्यानि तथा कुरु. મંત્રવડે પ્રાર્થના કરવી. પછી ચંદ્રને અર્ઘ આપી રાતે ભોજન કરવું. આ પ્રમાણે ચાર માસ સુધી કરવાથી તથા શયન દાન પ્રતિમાનું પણ બ્રાહ્મણને દાન દેવાથી સ્ત્રી· પુરૂષનું જોડું અખંડ રહે છે. પુત્ર થાય છે અને વિજોગ થતો નથી. આ વ્રતમાં ચંદ્રોદયવ્યાપિની તિથિ લેવી.

વદ ૧૧–કામિકા અગીઆરસ.

વદ ૦))–આશાડ વદ ૦) દીવાસો આજથી ચાતુર્માસના સર્વ તેહેવારોનો પ્રારંભ થાય છે. આ અમાસ હરિયારી કહેવાય છે.

આસાડ માસમાં કર્ક સંક્રાન્તી આવે છે. દક્ષિણાયન થાય છે. આ સંક્રાન્તિનો પ્રથમ ત્રીશ ઘડીનો પુણ્યકાળ દાન કરવું ઉપવાસ કરવો ઇત્યાદિ કરવાથી પુણ્ય થાય છે. આ [illegible] એક માસ લગી એકભક્તવ્રત કરવું. પગરખાં છત્ર અને મોઢા વગેરેનું દાન કરવું

# શ્રાવણ માસ.

સુદ ૩-ઠકુરાણી ત્રીજ મધુશ્રવા. સ્વર્ણ ગૌરીવ્રત, સુકૃત વ્રત.

સુદ ૪-દૂર્વા ગણપતિ વ્રત, કપર્દિ વિનાયક વ્રત. આ ચોથ મધ્યાન્હવ્યાપિની હોય તે લેવી-પૂર્વવિદ્ધા. બોળ ચોથ.

સુદ ૫-નાગપંચમી, નાગપૂજા. આ પાંચમ સૂર્યોદય પછી છ ઘડી વ્યાપલી અને છઠ વિધ્ધા લેવી. પોતાના કુળાચાર પ્રમાણે ભીંતે ચીતરેલા કિંવા માટીના બનાવેલા નાગદેવની પૂજા કરવી. કલ્કિજયંતિ. શ્રીનાથજીનું પ્રથમ ભૂજાદર્શન. સં. ૧૫૧૪.

સુદ ૬-રાંધણ છઠ. આજે સર્વે અન્ન રાંધવું.

સુદ ૭-શીળી સાતમે, શીતલાની પુજા કરીને ટાઢું ખાવાનો ચાલ છે.

સુદ ૯-નોળીનોમ. સ્ત્રીઓનું વ્રત છે. પુત્રોના સંરક્ષણ માટે કરવામાં આવે છે.

સુદ ૧૧-પુત્રદા એકાદશી દેવને પવિત્રાં ધરાવામાં આવે છે.

સુદ ૧૨-દધિવ્રત. શાક તથા દધિ ત્યાગના સંકલ્પ કરવા. પારણાંને દિવસે ગુરૂને પવિત્રાં ધરવાં. પારણાંને દિવસે બારસ ન હોય તો તેરસે અને તે નહીં તો પૂર્ણિમાએ પણ પવિત્રાં ધરવાં.

સુદ ૧૩-શનિપ્રદોષ વ્રત.

## પવિત્રાં ધરવાનો પ્રયોગ.

ચૌદશ, ચોથ, ત્રીજ, બારસ, તેરસ, પુનમ અને કાર્તિક સુદ પૂર્ણિમાં સુધીમાં પણ પવિત્રાં ન ધરાવાયતો અધોયોની પમાયછે, એટલુંજ નહીં પણ વર્ષ દિવસકરેલા પુજા વ્યર્થ જાયછે. પવિત્રાંનો પ્રકાર-સુત્રના નવતંતુ કરી એકસોને આઠ ફેરાનું દેવના જાનુ સુધી લાંબુ ચોવીશ ગાંઠનું પવિત્રું ઉત્તમ. સાથળ સુધીનું બાર ગાંઠ સુધીનું મધ્યમ, સત્તાવીશ સુત્રનું નાભી સુધીનું આઠ ગાંઠનું કનિષ્ટ શિવનાં પવિત્રાં લીંગના આકારનાં કરવા. પંચ ગવ્યથી પ્રોક્ષણ કરીને ૐકારવડે ધોવાં, કંકુએ રંગવાં પછી વાંસની ટોપલીમાં વસ્ત્ર ઢાંકી દેવ પાસે લાવી પછી દેવની પાસે સર્વતોભદ્ર કરી તેમા કમળ સ્થાપન કરી તે ઉપર મુકવાં પછી દેવને ચડા-

વવાં વધુવિગત જોઇ લેવી. એ પવિત્રાં પછી યથાવિધિ પોતે સહુ કુટંબ ધારણ કરવાં.

સુદ ૧૫ પૂર્ણિમા-શ્રાવણી. નાળિએરી પુનમ. બળેવ. રક્ષાબંધન વગેરે. રક્ષા બંધનકાળ-સૂર્યોદયથી ૭ ઘડી અધિક વ્યાપિની ભદ્રારહિત પૂર્ણિમાનો અપરાન્હ વા પ્રદોષ કાળે રક્ષાબંધન કરવું. ગ્રહણ સંક્રાન્તિને દિવસે પણ રક્ષાબંધન કરવું. મંત્ર-येनबद्धो बलीराजा दानवेन्द्रो महाबलः तेनत्वामभिबन्धामि रक्षे मानल मानल એ મંત્રવડે રક્ષા બંધન કરવું.

આ પૂર્ણિમાને દિવસેજ હયગ્રીવ અવતાર થયેલો છે.

વદ ૧-વૈષ્ણવ મંદિરોમાં હીંડોલા વિજય.

વદ ૪-સંકટ ચતુર્થી-આ ચોથથી જન્મ પર્યંત અથવા એકવીશ વર્ષ સુધી કિંવા એક વર્ષ સુધી સંકટ ચતુર્થી વ્રત કરવું. આ વ્રતમાં ચોથ ચંદ્રોદય વ્યાપિની લેવી.

વદ ૬-રાંધણ છઠ્ઠ.

વદ ૭-શીતળા વ્રત.

વદ ૮-જન્માષ્ટમી. ગોકળ આઠમ. મોહરાત્રી.

મહા મહોત્સવ. જન્માષ્ટમી. મથુરામાં શ્રીભગવાનનો એ દિવસે રાત્રીના ૧૨ કલાકે જન્મ થયો હતો. ગોકળ આઠમ–ગોકુળમાં તે પછી પાછલી રાતના જન્મ મનાયો છે. મહા મહોત્સવ એટલા માટે કે એ સર્વથી મોટું પર્વ છે. આજ મન્વાદિ તિથિ પણ છે

## વ્રત નિર્ણય.

આઠમ બે પ્રકારની છે. એક શુધ્ધ અને બીજી વિધ્ધા. દિન રાત્રીએ સાંજના યોગે સહિત જે દિને જેટલી હોય તે દિવસે તેટલીજ શુધ્ધા. દિન અને રાત્રીએ સાતમ રહિત જે દિને જેટલી હોય તેટલી વિધ્ધા. વળી બે પ્રકાર–રોહિણી નક્ષત્ર સહીત અને ને રહિત. હવે રોહિણી રહિત આઠમના ભેદ–ઉદાહરણ–સાતમ–૫૯/૫૯–આઠમ ૫૮/૫ હોય તે શુદ્ધા. હવે સાતમ. ઘ. ૨/આઠમ–૫૫/એ વિદ્ધ છે. બે દિવસ આઠમ હોય ત્યારે ચાર પક્ષ થાય છે. ૧ પેલે દિવસે નિશીથવ્યાપિની. ૨ બીજે દિવસે નિશીથવ્યાપિની. ૩ બન્ને દિવસે નિશીથવ્યાપિની. અને ૪ બન્ને દિવસે નિશીથવ્યાપિની નહીં.

આ પક્ષમાં સાતમ વિધ્ધા એવી પ્રથમનીજ આઠમ ઉપવાસ માટે લેવી. બીજા પક્ષમાં બીજા દિવસની લેવી. ત્રીજા પક્ષમાં સાતેમયુકત હોય તો રાત્રિના પ્રથમ અર્ધની સમાપ્તિ સમયે એક કળા માત્ર જો આઠમ હોય તોજ નિશીથવ્યાપ્તિ માનવી. નવમી યુકત હોય તો રાત્રિના ઉત્તર અર્ધના પ્રથમ ભાગમાં એક કળા માત્ર જો આઠમ હોય તોજ બીજે દિવસે નિશીથવ્યાપ્તિ માનવી. સાતમને દિવસે ઉત્તર ભાગમાંજ અષ્ટમી હોય અને નોમયુકત દિવસે પ્રથમ ભાગમાંજ આઠમ હોય તો નિશીથવ્યાપ્તિ નથી એમજ જાણવું. રોહિણીયુકત ભેદોમાં પણ એમજ સમજવું. રોહિણીયુકત આઠમમાં પણ પ્રથમ દિવસેજ નિશીથ સમયે આઠમ અને રોહિણીનો યોગ; બીજે દિવસેજ નિશીથ સમયે યોગ; બન્ને દિવસે નિશીથ સમયે યોગ; એ પ્રમાણે ત્રણ પક્ષ થાય છે. પ્રથમ દિવસેજ નિશીથસમયે આઠમ રોહિણીનો યોગ હોય તેનું ઉદાહરણ—સાતમ ૪૦ તે દિવસે કૃત્તિકા ૩૫–આઠમ ૪૬ તે દિવસેજ રોહિણી ૩૬ અહિં પૂર્વવિદ્ધા આઠમ ઉપવાસ માટે લેવી.

બીજે દિવસે નિશીથ સમયે યોગનું ઉદાહરણ સાતમ ૪૨ તે દિવસે કૃતિકા ૫૦—આઠમ ૪૧ રોહિણી ૪૬ આ પક્ષે બીજા દિવસની આઠમ લેવી. બન્ને દિવસે નિશીથ સમયે આઠમ રોહિણીના યોગનું ઉદાહરણ—સાતમ ૪૨ કૃતિકા ૪૩ આઠમ ૪૭ રોહિણી ૪૮ આ પક્ષમાં ત્રીજા દિવસનીજ આઠમ લેવી. રોહિણી યુકત આઠમમાં બન્ને દિવસે નિશીથ કાળે રોહિણી યોગ હોયજ નહીં.

બીજે દિવસેજ નિશીથવ્યાપિની આઠમ અને બીજે દિવસેજ નિશીથકાળથી આગળ પાછળ રોહિણી યુકત આઠમ એ એક પક્ષ. બન્ને દિવસે નિશીથ કાળ વિના આગળ કે પાછળ રોહિણીયુકત આઠમ અને બીજે દિવસેજ નિશીથ કાળ વ્યાપિની આ બીજો પક્ષ. બન્ને દિવસે નિશીથ વિના અન્યત્ર રોહિણી યુકત આઠમ અને પૂર્વ દિવસેજ નિશીથ વ્યાપિની એ ત્રીજો પક્ષ. બન્ને દિવસે નિશીથ વ્યાપિની અને બીજે દિવસે નિશીથ કાળ વિના અન્યત્ર રોહિણી યોગ એ ચોથો પક્ષ. વળી બન્ને દિવસે નિશીથ વ્યાપિની આઠમ અને પેલે દિવસે નિશીથ કાળ વિના

અન્યત્ર રોહિણીયુક્ત એ પાંચમો પક્ષ. બન્ને દિવસે નિશીથીવ્યાપિની આઠમ અને બન્ને દિવસે નિશીથ કાળ વિના અન્યત્ર રોહિણી યોગ એ છઠો પક્ષ. બન્ને દિવસે નિશીથવ્યાપિની ન હોય અને પ્રથમ દિવસે નિશીથવિના રોહિણીયોગ એ સાતમો પક્ષ. આ પ્રમાણે ઘણા પક્ષ છે તો જે જે વખતે જે પક્ષ માર્ગને અનુસરીને લોક માનતા હોય તેજ ગ્રહણ કરવો. કેવળ આઠમ એ જન્માષ્ટમી અને રોહિણીયુક્ત હોય તે જયંતિ. વ્રત એકને સમાન છે. વળી કેટલાક ગ્રંથકારો જુદાં વ્રત જુદા ફળનાં આપનાર કહે છે. પહેલે દિવસે જન્માષ્ટમી કરી બીજે દિવસે જો જયંતિ આવતી હોય તો પારણું ન કરવાં.

## પારણાંનો નિર્ણય.

કેવળ તિથિનો ઉપવાસ હોય તો તિથિને અન્તે; નક્ષત્ર યુક્ત તિથિનો ઉપવાસ હોય તો બન્નેને અન્તે; જો તિથિ અને નક્ષત્ર બેમાંથી એકનો અંત દિવસ મળે અને બન્નેનો અંત તો રાત્રિનો મળે ત્યારે દિવસનુંજ એકને અન્તે પારણું કરવું. જો

દિવસે બન્નેમાંથી એકકેનો અન્ત ન મળે તો અર્ધ રાત્રિથી પ્રથમ એકને અન્તે અથવા બન્નેને અન્તે પારણાં કરવાં. ભોજન તૈયાર ન હોય તો ફળાદિકનું ભોજન કરવું. આમ પણ વખત ન મળતો હોય અને બે ત્રણ ઉપવાસ કરવા પડતા હોય તો દેવપૂજન કરીને પારણાં કરવાં.

## જન્માષ્ટમી વ્રતનો વિધી.

પ્રાત:કાળમાં સ્નાન સંધ્યા કરી જન્માષ્ટમી વ્રતનો—श्रीकृष्णप्रीत्यर्थं जन्माष्टमीव्रतंकरिष्ये અને જો જયંતિ યોગ પણ સાથેજ હોય તો—जन्माष्टमी जयंति व्रतं चतंत्रेणकरिष्ये એમ સંકલ્પ કરવો. પછી તાંબાના પાત્રમાં જળ લઇ वासुदेवंसमुद्दिश्य सर्वपापप्रशान्तये उपवासंकरिष्यामि कृष्णाष्टम्यांनभस्यहं ॥ અશકત હોય- એ તો ઉપવાસને ઠેકાણે फलानिभक्षयिष्यामि એમ કહેવું. પછી સોનારૂપાની કીંવા ત્રંબાના કુલાચાર હોય તેવી દેવકીના સ્તનનું પાન કરતી શ્રીકૃષ્ણપર- માત્માની પ્રતિમાની કિંવા મૂર્તિની, જયંતિ હોય તો તેની જોડે બીજી દેવકીના ખોળામાં બેઠેલી કૃષ્ણની

મૂર્તિનું અને સામે બીજા બાજઠપર વસુદેવ, દેવકી, નંદ, યશોદા. શ્રીકૃષ્ણ, બલરામ, અને ચંડિકા એ સાત મૂર્તિનું સ્થાપન કરવું બીજા ગોપની સામે જેને પુત્રી જન્મી છે એવી યશોદાની પ્રતિમા આલેખી મધ્ય રાત્રી પહેલાં સ્નાન કરી श्रीकृष्णप्रीत्यर्थं सपरिवार श्रीकृष्णपूजां करिष्ये. એવો સંકલ્પ કરી ન્યાસાદિક કર્યા પછી पर्यंकस्थां किन्नराधैर्युतां ध्यायेत्तु देवकीं श्रीकृष्णं बालकं ध्यायेत्पर्यंके स्तनपायिनं ॥ श्रीवत्सवक्षसं शांतं नीलोत्पलदलच्छविं। संवाहयंतीं देवक्याः पादौ ध्यायेच तां श्रियं એ રીતે ધ્યાન ધરવું. પછી સર્વ દેવનું આવાહન કરી આસન પાદ્ય અર્ઘ્ય આચમનીય, અભ્યંગ સ્નાન એ અર્પણ કરી પંચામૃત સ્નાન કરાવી ચંદન ધરાવવું. પછી શુધ્ધ જળથી અભિષેક કરી વસ્ત્ર યજ્ઞોપવિત ગંધ પુષ્પ ધૂપ દીપ એ ઉપચાર અર્પણ કરવા. તેના મંત્ર-विश्वेश्वराय विश्वाय तथा विश्वोद्भवाय च विश्वस्य पतये तुभ्यं गोविंदाय नमो नमः यज्ञेश्वराय देवाय तथा यज्ञोद्भवाय च यज्ञानां पतये नाथ गोविन्दाय नमोनमः॥ વસ્ત્રાદિ ઉપચાર અર્પણ કરવા. जगन्नाथाय नमस्तुभ्यं

संसारभयनाशन जगदीश्वराय देवाय भूतानां पतये नमः એ મંત્રવડે નૈવેદ્ય કરવું. પછી મૂળ મંત્રાદિવડે તાંબુલાદિ આપી નમસ્કાર પ્રદક્ષિણા પુષ્પાંજળી પર્યંત પૂજા કરવી. એ પ્રમાણે મંત્રાદિવડે પૂજા સમાપ્ત કરી. નૃત્ય ગીત પુરાણોનું શ્રવણ વગરે વડે રાત્રી જાગરણ કરવું. શુદ્રાદિ લોકોએ જાગરણ કરવાની આવશ્યકતા નથી. આ પ્રમાણે કરયા પછી નોમને દિવસે પ્રભાતમાં ભોજન તથા દક્ષિણાવડે બ્રાહ્મણોને સંતોષી પોતે પારણાં કરવાં. આ આઠમેજ દશાફળનાં મનુવ્રત થાય છે.

## જન્માષ્ટમી નિર્ણય

આ વ્રતમાં તિથિ વેધ બે પ્રકારના છે. ૧ અરૂણોદય અને સૂર્યોદય એકાદશીને વૈષ્ણવોએ અરૂણોદય વેધ લેવો. અને જન્માષ્ટમી વગેરે વ્રતોમાં સૂર્યોદય વેધ લીધેલોજ છે. એકજ તિથિ બન્ને દિવસે સૂર્યોદય વ્યાપિની હોય તો પેહેલીજ તિથિ શુભ કાર્યોમાં લેવી—पश्चिद्देशात्मिकायास्तु तिथेर्निष्क्रमणं परे। अकर्मण्यं तिथिमलं जह्मादेकादशीविना ॥

૬૦ ઘડીની તિથી પેલે દિવસે ભોગવાઈ બીજે દિ
વસે ભોગવાઇ બીજે દિવસે નામમાત્ર બાકી હોય
તો તે તિથીમલ કહેવાય છે માટે તે એકાદશી વ-
ગર બીજા વ્રતોમાં ઉપયોગી નથી. વૈષ્ણવ સંપ્ર-
દાયના જન્માષ્ટમી વ્રતનો નિર્ણયસાર શ્રી વલ્લભા-
ચાર્યજીએ તત્વદીપમાં કહેલ છે.—तथा कृष्णाष्टमीचा
पिसप्तमीवेधवर्जिता. સપ્તમીવેધ રહિત જન્માષ્ટમી
કરવી. શ્રી વલ્લભાચાર્યજી વળી સંશય નિવૃત્તિને
માટે લખે છે કે—जन्माष्टमीतु सूर्योदयानंतरं सप्तमीचेत
तदा त्याजा उदयादुदयात्प्रोक्ता हरिवासरवर्जिता ॥ જ-
ન્માષ્ટમી તો સૂર્યોદય પછી સપ્તમી રહેતી હોય તો
છોડવી. જન્મતિથિનો ક્ષય હોવાથી ૫૯ કે ૬૦ મી
ઘડીમાં તે આવતી હોય તો આ પરિભાષિક સ્વી-
કારતાં બીજે દિવસે જન્મ દિવસ લેવો. શ્રી વિઠ્ઠ-
લાચાર્યજીએ જન્માષ્ટમી નિર્ણયનો સ્વતંત્ર ગ્રંથ લ-
ખી તેમાં જન્માષ્ટમી અને જયંતી એ બે વ્રતનો
ભેદ બતાવી અર્ધ રાત્રિ વખતે અષ્ટમીનો તેમજ
રોહિણીનો આગ્રહ બતાવનારાં વચનો જયંતી વ્ર-
તને માટે લખ્યાં છે. હવે જન્માષ્ટમી ઔદાયિક

લેવાના સંબંધે લખે છે કે–उदयपदेन जन्माष्टम्यां सूर्योदयकाले सत्व एववेधः जयंत्यामर्धरात्र वेधः एवग्राह्यः સ્કંધ પુરાણમાં કહ્યું છે કે–उदयेनाष्टमी किंचिन्नवमी सकलायदि ॥ ઉદયમાં થોડી આઠમ હોય અને ત્યાર પછી નોમ હોય તો તે જન્માષ્ટમી ગણાય, સૂર્યોદય વખતે સપ્તમી હોય અને તેવી સપ્તમી ઉપરાંત જે અષ્ટમી આવતી હોય તે વિદ્ધા કહેવાય. સૂર્યોદય સમયેજ જે પ્રવર્તેલી હોય તે શુદ્ધા. તેમાં વળી બે પક્ષ-વિદ્ધાષ્ટમી થઇને બીજે દિવસે સૂર્યોદય સમયે પહોંચતી હોય તે વિદ્ધાધિકા. સૂર્યોદયથી આરંભી આઠ પ્રહર રહી બીજે દિવસે સૂર્યોદય પાછી પણ થોડી રહેલી હોય તે શુદ્ધાધિકા આ બેમાં પ્રથમ દિવસે ઉપવાસ કરવો પરંતુ જો વિદ્ધાધિકા હોય તો તો બીજેજ દિવસે ઉપવાસ કરવો. શ્રી પુરૂષોત્તમજી નામના મહા પંડિતરાજે "ઉત્સવ પ્રતાન" નામનો ગ્રંથ કર્યો છે તેમાં પણ લખેલું છે કે–બન્ને દિવસે ઔદયિક અષ્ટમી હોય તો પ્રથમ અષ્ટમીમાંજ વ્રત કરવું. નિર્ણયરામ ભટ્ટે જન્માષ્ટમીના સંબંધમાં આમજ લખ્યું છે–दिनद्वये सूर्योदय व्यापिनी शुद्धाधि-

काष्टमीतु पूर्वैवप्राह्या. त्यागहेतोर्वधस्याभावात् । बहु काल व्यापित्वाच्च पष्टिदंडा + + वगेरे. કાશીવાસી શ્રી મુકુંદરાયજીવાળા શ્રી ગિરિધરજી મહારાજના શિષ્ય અનેક ગ્રંથકાર રામકૃષ્ણ ભટ્ટે રચેલા 'ઉત્સવ નિર્ણય'માં કહ્યું છે કે-वृद्धौतुषाष्टि + + જો વૃદ્ધિ હોય ને બન્ને દિવસ અષ્ટમી હોય તો પ્રથમનીજ લેવી. વૈષ્ણવોને આ મત ગ્રહણ કરવાનો છે.

પંડિત ગટ્ટૂલાલજી.

વદ ૧૧-ગોવાળિયા એકાદશી અજા એકાદશી.

વદ ૦))-પિઠોરી વ્રત. આ અમાશે દર્ભ લાવવો. જે દર્ભ બ્રહ્મ કર્મમાં કામ આવે છે. એ દર્ભ લાવવાનો મંત્ર આ પ્રમાણે છે-विरंचिना सहोत्पन्न परमेष्ठिनिसर्गज । नुद सर्वाणि पापानि दर्भस्वस्तिकरोभव ॥ આ મંત્ર ભણી પૂર્વ તથા ઉત્તર દિશાને મુખે ઉભા રહી 'हुंफट' એ મંત્ર ભણી એકજ વખતે દર્ભ તોડી લેવો. બ્રાહ્મણોએ ચાર દર્ભનું ક્ષત્રિયોએ ત્રણ દર્ભનું વૈશ્યોએ બે દર્ભનું એ રીતે પવિત્ર ધારણ કરવું.

## ભાદ્રપદ.

ભાદરવામાં એકજ અન્ન ખાવાનું વ્રત કરવું એ વ્રત કરવાથી ધન ધાન્યની પ્રાપ્તિ થાય છે.

સુદ ૩–ગર્ભ સૌભાગ્ય વ્રત–કેવડાતીજ. હરિ-તાલિકાવ્રત–આ વ્રતને માટે ત્રીજ ચોથ યુક્ત લેવી. પરંતુ ક્ષયને લીધે ચોથ યુક્ત આવતી હોય તો બી-જ યુક્ત લેવી. આ વ્રત સ્ત્રિયોનું છે. શિવ પાર્વતી-ની પૂજા કરી તે દિવસે ઉપવાસ કરવો. આ વ્રત સ્ત્રિયોને નિત્ય છે. તેનો મંત્ર–मंदारमालाकुलितालकाये कपालमालांकितशेखराय दिव्यांबरायै च दिगांबराय नमः शिवायै च नमः शिवाय

સુદ ૪–સિદ્ધિ વિનાયક વ્રત. ગણપતિ ચોથ. એકવાર સર્વ દેવતા સાંજના શિવનાં દર્શન કરવાને ગયા હતા ઘણી ભીડમાં ગણપતિ ઉંદર ઉપરથી ગબડી ગયા તે જોઇ ચંદ્રને હસવું આવ્યું જેથી ગણપતિએ શાપ દીધો. પણ પછી ચંદ્ર આવી પ-ગે પડયા. એટલે ગણપતિએ શાપાનુગ્રહ કર્યો પણ ચોથને દિવસે કોઇ ચંદ્રનું મુખ જુવે નહીં એમ રાખ્યું. વળી એમ પણ કહેવાય છે કે–પાર્વતી ગ-ણપતિનું પાર્થિવ પૂજન કરતાં તે એ સુદ ૪ થે માટીના ગણપતિ સચેત થયા ને તેણે સિંધુ ના-મનો દૈત્ય જે દેવને પીડા કરતો હતો તેને માર્યો.

પણ જો ચંદ્ર દર્શન થયું હોય તો નિવૃત્તિને માટે सिंहः प्रसेनमवधीत् सिंहोजांबवताहतः सुकुमारकमारोदीस्तव ह्येष स्यमंतकः આ સ્યમંતકમણીની કથા સાંભળવી.

વિનાયક વ્રતમાં મૃત્તિકા આદિવડે મૂર્તિ કરી તેની વિધિવડે પૂજા કરવી. પછી મોદકનું નૈવેદ્ય લઇ ચંદનસહિત દૂર્વા લઇ गणाधिपाय उमापुत्राय अघनाशाय विनायकाय ईशपुत्राय વગેરે દશ નામ વડે કરીને દશ મોદકનું નૈવેદ્ય કરવું અને તે બ્રાહ્મણને આપી દેવા તથા દશ મોદક પોતે ખાવા.

સુદ ૫—ઋષિપંચમી. નાગપંચમી નાગદષ્ટ વ્રત ઋષિપંચમી મધ્યાહ્ન વ્યાપિની લેવી. બન્ને દિવસે મધ્યાન્હવ્યાપિની હોય કિંવા ન હોય તો પહેલા દિવસની લેવી. આજ ઋષિની પૂજા કરી અણખેડેલી જમીનમાં ઉત્પન્ન થયેલાં શાક તથા અન્નનો આહાર કરવો. વિશેષ વ્રતપ્રયોગ જોઇ લેવો.

સુદ ૬—સૂર્યષષ્ઠી. આજ પ્રભાતમાં પંચગવ્ય સ્નાન કરવાથી અશ્વમેધ કરતાં વિશેષ ફળની પ્રાપ્તી થાય છે. આ છઠને દિને કાર્તિકસ્વામિનાં દર્શન કરવાથી બ્રહ્મહત્યાનો દોષ હોય તો તેથી પણ નિવૃત્ત થવાય છે.

સુદ ૮–રાધાષ્ટમી. દૂર્વાષ્ટમી. રાધાષ્ટમી–આજ દિને શ્રી રાધિકાજીનો જન્મદિવસ છે. આ અષ્ટમી પૂર્વ દિવસની હોય તે લેવી. આ અષ્ટમી જેષ્ટા અ-થવા મૂળ નક્ષત્રયુક્ત હોય તે ન લેવી. આ દૂર્વા પૂજન વ્રત કન્યાગત, સૂર્ય તથા અગસ્ત્યનો ઉદય હોય એમાં કરવું નહીં. આ વ્રત સ્ત્રિયોને નિત્ય છે. વળી આજ જેષ્ઠા દેવીનું પૂજનરૂપ વ્રત કરવું તે માત્ર આઠમ અને જેષ્ઠાના પ્રાધાન્યથીજ કરવું.

## દૂર્વાષ્ટમી નિર્ણય.

"या न पूजयते दूर्वा मोहादिह यथाविधि॥ त्रीणि जन्मानि वैधव्यं लभते नात्र संशयः" અર્થ–કે જે સ્ત્રી મોહાદિકે કરી વિધિપૂર્વક દૂર્વા (ધ્રો)નું પૂજન કરતી નથી તે સ્ત્રી ત્રણ જન્મપર્યંત વિધવાપણાને પામે તેમાં સં-દેહ નહિ.

"शुक्ले भाद्रपदे मासि दूर्वासंज्ञा तथाष्टमी ॥ सिंहार्के एव कर्तव्या न कन्यार्के कदाचनेति मदनरत्ने स्कांदे." અર્થ–ભાદરવા સુદી જે આઠમ તેની દૂર્વાષ્ટમી સંજ્ઞા છે. અને તેનું વ્રત सिंहार्के એટલે સિંહ રાશીના

સુર્યમાં કરવું. પરંતુ કન્યા રાશીના સૂર્યમાં કદીપણ ન કરવું. તેમજ,

"अगस्त्यउदिते तात पूजयेदमृतोद्भवां॥ वैधव्यं पुत्रशोकं च दश वर्षाणि पंच च."

અર્થ–હે તાત! अगस्तिના તારાનો ઉદય થયા પછી ભાદરવા સુદી આઠમે જો કોઇપણ સ્ત્રી દૂર્વાષ્ટમી માની વ્રત પૂજનાદિ કરે તો તે સ્ત્રી પંદર જન્મ પર્યંત વિધવાપણું અને વળી પુત્ર શોકવાળી થશે. માટે,

यदा भाद्रशुक्लाष्टम्यां अगस्त्योदयस्तदा तत्पूर्वं कृष्णाष्टम्यां कार्यम्" જ્યારે ભાદરવા શુકલાષ્ટમી દિને અગસ્તિનો ઉદય થએલ હોય, ત્યારે એથી પ્રથમની જે કૃષ્ણાષ્ટમી તે દિવસેજ દૂર્વા પૂજનાદિ વ્રત કરવું. જો કે શુકલ પક્ષનો અભાવ છે. પરંતુ પૌર્ણિમાંતમાસ વડે કરી ભાદ્રપદનો લાભ છે. માટે તે દિવસેજ કરવું. વળી જુઓ કે,

"यदा भाद्रपदोऽधिकस्तदा सिंहार्कएवेति उदाहृतवचनात्" જ્યારે ભાદ્રપદ માસ અધિક હોય, ત્યારે એ વ્રત ઉપરના ઉદાહરણ વચનથી સિંહાર્કમાંજ કરવું. તેમજ,

"अधिमासे तु संप्राप्ते नभस्य उदये मुने अर्वागेव व्रतं कार्यं यतो न कुत्रचिदिति"

અર્થ—અધિક ભાદરવા વિષે મુનિ કહેતાં અગસ્તિનો ઉદય થવાનો હોય, તો પ્રથમનીજ કૃષ્ણાષ્ટમીએ વ્રત કરવું.

સુદ ૯—અદુઃખ નોમ.

સુદ ૧૦—દશાવતાર વ્રત.

સુદ ૧૧—એકાદશી અથવા બારસને દિવસે વિષ્ણુના પરિવર્તન ઉત્સવ કરવો. વિષ્ણુની પૂજા કરવી. આજ શેષ શય્યા ઉપર પહોડેલા નારાયણ પાસું ફેરવે છે માટે આ મંત્રથી સ્તુતિ કરવી—वासुदेव जगन्नाथ प्राप्तेयंद्वादशीतव ॥ पार्श्वेनपरिवर्तस्व, सुखंस्वपिहिमाधव. ॥

સુદ ૧૨—દુગ્ધવ્રત, વામન દ્વાદશી અથવા વામનજયંતી શ્રવણ દ્વાદશીવ્રત. આ દિવસે શ્રવણ યોગ હોય તો ઉપવાસ કરવો. એકાદશી અને આ બેઉ વ્રત એકજ દેવનાં છે એટલે પારણાના બાધ વગર બન્ને દિવસે ઉપવાસ કરવા ઘટિત છે.

જો બન્ને દિવસે ઉપવાસ ન થાય તેમ હોય તો એકાદશીને દિવસે ફળાહાર કરી દ્વાદશીને દિવસે કેવળ ઉપવાસજ કરવો. વિષ્ણુનું પૂજન કરવું અને પછી તેરસને દિવસે પારણાં કરવાં. પણ તે દિવસે વિષ્ણુ શૃંખલયોગ હોય નહિ તોજ. વિશેષ નિર્ણય નિર્ણયગ્રંથમાં જોવો.

આજ મધ્યાહ્નકાળે વામનનો જન્મ થયો હતો. આ બારસ પણ શ્રવણ યુકત હોય તે લેવી. બન્ને દિવસે શ્રવણ યોગ હોય તો પ્રથમની લેવી. શ્રવણ જો એકાદશીને દિવસે હોય તો બારસ છોડીને એકાદશીને દિવસે વ્રત કરવું. આ વ્રતમાં મધ્યાહ્નકાળે નદી સંગમમાં સ્નાન કરવું. સુવર્ણના વામનનુ પૂજન કરી સુવર્ણ પાત્રે અર્ઘ આપવો. પૂજાનો મંત્ર-देवेश्वराय देवाय देवसंभूतिकारिणे प्रभवे सर्वदेवानां वामनाय नमो नमः અર્ઘ આપવાનો મંત્ર-नमस्ते पद्मनाभाय नमस्ते जलशायिने तुभ्यमर्घं प्रयच्छामि बालवामनरूपिणे नमः शार्ङ्गधनुर्बाणपाणये वामनाय च બીજે દિવસે પરિવાર સહિત વામનનું બ્રાહ્મણને દાન દેવું. તેનો મંત્ર-वामनः प्रतिगृण्हाति वामनोहं द-

दामिते वामनं सर्वतोभद्रं द्विजाग्र प्रतिपादये ॥ પૂજા કરી દધિવ્રત નિવેદન કરવું.

સુદ ૧૩–ગોત્રિરાત વ્રત–(ગૌત્રાટ.)

સુદ ૧૪–અનંતવ્રત. આણુંદ ચૌદશ, આ વ્રતને માટે સૂર્યોદય પછી છ ઘડી વ્યાપિની ચૌદશ હોય તે લેવી. ચાર ઘડી કરતાં ઓછી હોય તો પ્રથમ દિવસની લેવી. આ વ્રતમાં સોનાની પ્રતિમામાં તથા ચૌદ ગાંઠવાળા દોરામાં અનંતની પૂજા કરવી. પૂજાનો વિધી જોઇ લેવો.

સુદ ૧૫–ઉમામહેશ્વર વ્રત. શ્રાદ્ધની શરૂઆત. આ દિવસે પ્રપિતામહ માના દાદા પરદાદા વગેરેનું શ્રાદ્ધ કરવું. આ શ્રાદ્ધ પાર્વણ છે.

વદ ૩–બૃહત્ ગૌરીવ્રત.

વદ ૬–કપિલા છઠ. આ દિવસે મંગળવાર વ્યતિપાત, અને રોહિણી એ સર્વનો યોગ આવ્યો હોય તો તે કપિલા છઠ કહેવાય છે. એજ દિવસે હસ્ત નક્ષત્રના સૂર્ય હોય તો અપાર ફળ થાય છે. આ સૂર્યપર્વ છે. સૂર્યના ઉદય વડે ઉપવાસનો સંકલ્પ કરી દેવદારૂ, વાળો કેસર એલચી ઇત્યાદિ પદાર્થો દૂધમાં

માટી અંગે લેપ કરવો. પછી પંચગવ્યવડે સ્નાન કરવું. પછી એક ચોખાનું મંડળ પુરી કળશ સ્થાપન કરવું તેમાં આઠ આદિત્યાદિ દેવનું આવાહન કરવું પછી પુજા કરવી. પછી સુર્યની સામે હાથ જોડી—प्रभाकर नमस्तुभ्यं संसारान्मां समुद्धर भक्तिमुक्ति-प्रदोयस्मात् तस्माच्छान्ति प्रयच्छमे ઇત્યાદિ વિધિવડે પુજા કરવી. આ વિધિ જોઈ લેવી.

## શ્રાદ્ધ નિર્ણય.

વદ ૯—અવિધવા નોમ. સઘળી સૌભાગ્યવતિ સ્ત્રીઓનાં શ્રાદ્ધ આજે કરવાં.

વદ ૧૩—જઘાતીયાં. જેટલા કુંવારા કે બાળકો મરી ગયા હોય તેમનાં શ્રાદ્ધ આજે કરવાનાં.

વદ ૧૪—કમોતે, જેવા કે પાણીમાં ડુબીને, ઝેર ખાઇને, અકસ્માત પડીને, આગમાં બળી જઈને જેઓ મરણ પામ્યા હોય તેઓનાં શ્રાદ્ધ આજે થાય છે.

વદ ૦)) રહ્યા સહ્યા જે પિતૃઓ હોય તેમનાં શ્રાદ્ધ છેલ્લાં કરવામાં આવે છે.

# આસો માસ.

આસો સુદ ૧-આજે પડવો. માતાના પિતાનું શ્રાદ્ધ. એ શુભ ગણાય છે. નવ રત્રિવ્રત પ્રારંભ-આ વ્રત એકમથી આરંભી મહા નવમી સુધી કરાય છે. આમાં પૂજા મુખ્ય કર્મ ઉપવાસ, સ્તોત્ર, અને જપાદિ અંગભૂત છે, પરંતુ આ વ્રત કુળાચાર પ્રમાણેજ કરવામાં આવે છે. આ એકમ શુદ્ધ લેવી. આ વ્રતમાં ચારે વર્ણને અધિકાર છે. બ્રાહ્મણે મદિરા વાપરવી નહીં કારણ મદ્યથી જન્મપર્યંત પ્રાયશ્ચિત કરવું યોગ્ય છે. નવરાત્રિ, ત્રીજથી નોમ, પાંચમથી નોમ, સાતમથી નોમ અને એક રાત્રિ કરવાં હોય તો આઠમ કિંવા નોમ લેવી એ પ્રમાણે થાય છે કુળાચાર બળવત્તર છે. નવ રાત્રિમાં ઘટસ્થાપન. કરવી પ્રાતઃ મધ્યાહ્ન અને સંધ્યાકાળે કુળ દેવતાનું પૂજન કરવું સપ્તશતીનો પાઠ અને જપ. અખંડ ઘૃત દીપક, તથા કુળાચાર પ્રમાણે ઉપવાસ, ફરાળ અને ભોજનનો વિધિ જાણવો. છેલ્લે દિવસે હોમ ઇત્યાદિ કરવાં. એકમને દિવસે તેલમર્દન કરી સ્નાન કરવું, પછી ચંદનાદિ ધારણ કરી હાથમાં

इमे अहं स्त्री पुरुषे व्रत संकल्प करवो. गणपति पूजनादि करी घट स्थापन करवुं. मंत्रवडे तेमां जळ भरवुं चंदन नांखवुं पछी घडा उपर कुळ देविनी स्थापना करी पूजा करवी. जयंती मंगला काली भद्रकाली कपालिनी । दुर्गा क्षमा शिवा धात्री स्वाहा स्वधा नमोस्तु ते । आगच्छ वरदे देवि दैत्यदर्पनिषूदनि पूजां गृहाण सुमुखि नमस्ते शंकरप्रिये । आ मंत्र वडे तथा पुरुष सुक्त अने श्री सुक्तवडे आवाहन करी पुनः जयंती—॥ ए मंत्र भणी सोळ उपचारवडे पूजा करवी. पछी सर्वमंगलमांगल्ये० इत्यादि मंत्रवडे प्रार्थना करवी. रोज बलिदान आपवानुं होय तो अडद भात अथवा भुरा कोळानुं बळिदान आपवुं. पछी— अखंडदीपकं देव्याः प्रीतये नवरात्रकं उज्वालये अहोरात्र मेकाचित्तो धृतव्रतः ए मंत्रवडे दीपक स्थापन करवु.

## चंडीपाठनो विधी.

ब्राह्मणे आचमन करी यजमानेन व्रतोहं चंडीसप्तस-तीपाठं वा करिष्ये. एवो संकल्प करिने बीजा पासे लखावेलुं पुस्तक आसन उपर स्थापन करी नारा-यणने नमस्कार करी ओंकारनो उच्चार करी न्यासादि

ફરી પાઠનો પ્રારંભ કરવો. સ્વર યુકત રસમયી રીતે પાઠ પૂર્ણ કરવો.

## કુમારિકા પૂજન.

એક વર્ષની કન્યાની પૂજા કરવી નહીં. બે વર્ષથી તે દશ વર્ષ લગીની કન્યાની પૂજા કરવી. તેમના નામ. બે વર્ષની તે કુમારિકા, ૩-ત્રિમૂર્તિ, ૪-કલ્યાંણી, ૫-રોહિણી, ૬-કાળી, ૭-ચંડિકા, ૮-શાંભવી, ૯-દુર્ગા, ૧૦-ભદ્રા. બ્રાહ્મણે બ્રાહ્મણની કન્યાને પૂજવી. એ પ્રમાણે પોતપોતાની વર્ણની કન્યા તે ઉત્તમ, કુમારિકાની પુજાના મંત્ર-मंत्राक्षरमयीं लक्ष्मीं मातृणां रूपधारिणीं नवदुर्गात्मकां साक्षात् कन्यामावाहयाम्यहं जगत्पूज्ये जगद्वंद्ये सर्वशक्तिस्वरूपिणि पूजां गृहाण कौमारि जगन्मातर्नमोस्तु ते ।। એ મંત્રવડે પાદપ્રક્ષાલન પૂર્વક વસ્ત્ર, કુંકુમ, ચંદન, ધૂપ, દીપ, અને ભોજન વડે પૂજા કરવી. આ ઉત્સવ મળમાસમાં કરવો નહિ. મરણસુતકમાં અને જનન આશૌચમાં ઘટસ્થાપનાદિ બ્રાહ્મણ પાસે કરાવવાં.

સુદ ૫-ઉપાંગલલિત વ્રત-આ વ્રતમાં પાંચમ અપરાહ્ણ વ્યાપિની લેવી. બન્ને દિવસે હોય કિંવા ન

હોય તો પ્રથમ દિવસની લેવી પણ બીજે દિવસે અપરાહ્ન કાળ સુધી પહોચતી હોય તો બીજાજ દિવસની લેવી.

સુદ ૭–સાતમ, આઠમ, અને નોમ એ ત્રણે દિવસ માત્રિકા પૂજન કરવું. એજ દિવસોમાં સરસ્વતિ પૂજન થાય છે.

સુદ ૮–મહાઅષ્ટમી. દેવીનો મહા ઉત્સવ. આ આઠમ સુર્યોદય પછી એક ઘડી હોય તોપણ નવમી યુકત લેવી. સૂર્યોદયે ન હોય તો સાતમયુકત પણ લેવી. મંગળવારી હોય તો અતિ ઉત્તમ. પતોતાએ ઉપવાસ કરવો નહીં પણ જો કુળાચાર હોય તો ફળાહાર પણ કરવો. આઠમ અને નોમની સંધી હોય અને પૂજાકાળ એકજ સમે આવતો હોય તો—अष्टमीनवमीपूजां तत्संधिपूजां च तंत्रेण करिष्ये. એવો સંકલ્પ કરવો. નોમને દિવસે પૂજા કરી હોમ કરવો. કોઈ અષ્ટમીએ પણ હોમ કરવાને કહે છે. આઠમમાં હોમ પ્રારંભ કરી નવમીએ પૂર્ણ કરવો. કુળાચાર પ્રમાણે વર્તવું એ શ્રેષ્ટત્તર છે.

બળિદાન વિધિ–બ્રાહ્મણે અન્ન–(અડદ) વગેરેથી

બળિદાન કરવું. અથવા યવ (જવ)ના લોટનાં પશુ બનાવી તેમનો વધ કરવો. ક્ષત્રિઆદિએ પશુનો વધ કરવો પરંતુ કાળા મૃગનો વધ કરવો નહિ.

અશ્વ જેને ઘેર હોય તેણે વાજીનીરાજન કર્મ કરવાં. એકમથી નોમ સુધી ઘોડાની પૂજા કરવી. વિજયાદશમીને દિવસે ઘોડાને નવરાવી પુષ્પની માળાદિથી શણગારવા. તેની પૂજા-કરી-गंधर्वकुलजातस्त्वं मा भूय: कुलदूषक:। ब्राह्मण: सत्यवाक्येन सौमस्य वरुणस्य च। એ મંત્રવડે પૂજાદિ કરી અશ્વશાળામાં લાવવો.

## પારણાં અને વ્રત વિસર્જન.

દેવતાનું વિસર્જન દશમને દિવસે કરવું. જો બે દશમ હોય તો પ્રથમ દશમે શ્રવણના છેલ્લા પાદનો યોગ હોય તે સમે કરવું. પ્રથમ દિને શ્રવણ પાદ ન હોય તો બીજે દિવસે કરવું. નક્ષત્રાનુસાર કરવાનું વિસર્જન અપરાહ્ન કાળે થાય છે, નહીં તો પ્રાતઃકાળે પણ થાય છે. માટીની મૂર્તિ હોય તો જળમાં પધરાવવી. વિસર્જન થયા પછી પારણું

કરવાં. કોઇ નોમે પારણાં કહે છે અને દશમ વિ- સર્જન કાળ કહે છે. આઠમ નોમ અને દશમ અ- ખંડ હોય ત્યારે નોમને દિવસે પારણાં અને દશમ વિસર્જન કાળ તરિકે ગણાય છે. અત્રે પણ દેશા ચાલ અને કુળાચાર બળવત્તર છે.

સુદ ૧૦ વિજયાદશમી. દશેરા. વિજયાદશમી અ- પરાહ્ન કાળ વ્યાપિની હોય તેજ ગ્રહણ કરવી બન્ને દિને અપરાહ્ન કાળે હોય, શ્રવણ યોગ હોય કિંવા ન હોય, તોપણ પ્રથમ દિવસની લેવી. જ્યારે પેલે દિવસે અપરાહ્ન કાળે હોય અને બીજે દિવસે છ ઘડી પહોંચતી હોય પણ શ્રવણ યુક્ત હોય તો બીજા દિવસની લેવી. વિજયાદશમીને દિવસે—અપ- રાજિતા પૂજા, સીમાનું ઉલ્લંઘન, શમી પૂજા અને વિદેશ ગમન કરવા ઈચ્છનારે પ્રસ્થાન કરવું.

અપરાજિતા દેવીનું પૂજન—અપરાહ્ન કાળે ગા- મથી ઇશાન ખુણે સ્વચ્છ સ્થળમાં લીંપી ચંદન આદિવડે અષ્ટદલ કહાડી—मम सकुटंबस्य क्षेमसिद्ध्यर्थं अपराजितापूजनं करिष्ये પછી अपराजितायै नमः એ મંત્ર વડે આવાહન કરી क्रियाशक्त्यै नमः જયાનું આવાહન

કરી ડાબી બાજુ उमायै नमः એમ આવાહન કરી પૂજા કરવી. પછી इमां पूजां मया देवि यथाशक्ति निवेदितां रक्षार्थे तु समादाय व्रज स्वथानमुत्तमं ॥ એમ પ્રાર્થના કરવી. પછી વળી. करोतु विजयं मम એ મંત્રે વિસર્જન કરવું. પછી ઇશાન ખુણે નગરના કે ગામના મનુષ્યોએ શમી પૂજન કરવું.

શમી પૂજન પ્રકાર—मम दुष्कृतामंगलादिनिरासार्थं क्षेमार्थं यात्रायां विजयार्थं च शमीपूजां करिष्ये—શમી ન હોય તો આસોંદ્રાનું પૂજન કરવું. રાજાએ શમીના મૂળમાં દિક્પાળને વાસ્તુદેવતાની પૂજા કરવી. अमंगलानां शमनीं शमनीं दुष्कृतस्य च दुःस्वप्रणाशिनीं धन्यां प्रपद्येहं शमीं शुभां એ મંત્રે પૂજા કરવી. પછી शमी शमयते पापं शमी लोहितकंटका धारिण्यर्जुनबाणाना रामस्य प्रियवादिनी करिष्यमाणयात्रायां यथाकालं सुखं मया। तत्र निर्विघ्नकर्त्री त्वं भव श्रीरामपूजिते આ મંત્ર-વડે પ્રાર્થના કરવી. રાજાએ શત્રુની મૂર્તિ કરી શમીની પાસે તેનો વધ કરવો. સૌભાગ્યવતીઓએ શમી પૂજન કરી આવનારઓની આરતી કરવી. આ વિજયા દશમી તેના નામ પ્રમાણે સઘળાં શુભ

કર્મને માટે શુભ છે એટલુંજ નહિ પણ પ્રયાણને માટે તો અતિ ઉત્તમ મૂહૂર્ત વિજયા દશમીજ છે. આજે બુદ્ધાવતાર થયો છે. દેવીએ ક્રૂર મહિષાસુરનો વધ કરી જય મેળવ્યો હતો. રાવણ સાથે યુદ્ધ કરવા રામકિષ્કિંધાથી નિકળ્યા. ને જય મેળવ્યો હતો. આજે પાંડવોએ વૈરાટ નગરમાં શમી ઉપરથી શસ્ત્ર પાછાં લીધાં અને જય મેળવ્યો હતો. આ મોટું પર્વ છે. રાજવાડામાં આજે સ્વારી નીકળે છે, ને રાજાએ ગામ બહાર જઇને સમી પૂજન કરે છે, મહિષ-પાડાનો વધ કરે છે. નવા ધાન્યનાં દર્શન કરે છે; ને મસ્તકપરથી ચાસ પક્ષી ઉડી જાય તો મોટા શુકન માને છે. રાજાઓ દરબારો ભરીને સામંત પટાવત વગેરેનો સત્કાર કરે છે. હાથી ઘોડાનું પૂજન થાય છે. આ શુભ દિવસ હોવાથી સર્વે સારાં કાર્યનો પ્રારંભ થાય છે.

સુદ ૧૦-૧૧-અને ૧૫ એમાંથી ગમે તે દિવસે કાર્તિક સ્નાનનો પ્રારંભ કરાય છે. બે ઘડી રાત હોય ત્યારના ઉઠી ગમે તે તીર્થમાં જઇ એક માસ સુધી સ્નાન કરવું. વિષ્ણુંનું સ્મરણ કરી-નમઃ

कमलनाभाय नमस्ते जलशायिने ઇત્યાદિ મંત્રવડે અર્ઘ આપી-कार्त्तिकेहं करिष्यामि प्रातःस्नानं जनार्दन । એ મંત્ર ભણી બેવાર અર્ઘ આપવા. આ કાર્તિક સ્નાનનો બીજો પણ પ્રકાર છે. આ સ્નાન કરવાથી-ત્રણું ફળ થાય છે. તીર્થમાં સ્નાન થાય તે સર્વોત્તમ.

સુદ ૧૧-પાશાંકુશા એકાદશી. એ દિવસે પદ્મનાભ પ્રભુની પૂજા કરવાનું મહાત્મ્ય છે.

કાર્તિક માસમાં નિચેના પદાર્થો ખાવા નહિ. કાંદા લસણ, હીંગ, છત્રાક, ગાજર, મૂળા, દુધિ, સરગુવાનીસિંગ, રીંગણાં, કોળાં, કાલિંગડું, કોઠ, તેલ અથાણું, બે વખત રાંધેલું અન્ન વાસી અન્ન, વળી અડદ, મગ, મસૂર, ચણા, ચોળા, વાલ, તુવેર, વગરે કઠોળ પણ તજવાં.

સુદ ૧૫-માણેકઠારી પુનમ. કોજાગર વ્રત-રાસોત્સવ, કોજાગર વ્રત-આ વ્રતને માટે પૂર્ણિમા જો પ્રથમ દિવસે નિશીથવ્યાપિની-મધ્યરાત્રે હોય તો લેવી. બન્ને દિવસે તે કાળ સુધી પહોચતી હોય તો બીજા દિવસની લેવી. આ વ્રતમાં લક્ષ્મી અને ઇન્દ્રની પૂજા

કરવી અને રાત્રે જાગરણ કરવું. કેમકે મધ્ય રાત્રે જે જાગ્રત હશે ને દ્યૂત રમતો હશે તો તેને હું ધન આપીશ. એમ લક્ષ્મી વચન છે. કમળાસન ઉપર બેઠેલી લક્ષ્મીનું ધ્યાન ધરી ચોખાના ઢગલા ઉપર લક્ષ્મીનું આવાહન કરવું. પછી नमस्ते सर्वदेवानां वरदासि हरिप्रिये। यागतिस्त्वत्प्रपन्नानां सामेभूयात्त्वदर्चनात्। આ મંત્ર વડે પુષ્પાંજલી આપવી, એજ પ્રમાણે इंद्रायनमः એમ કહી ઇંદ્રનું આવાહન કરવું. વળી મંત્રવડે નમસ્કાર કરીને પછી નાળિયેરનું જળ પીવું. દ્યૂત રમવું અને જાગરણ કરવું. આ પૂનમે કૃષ્ણ આજની રાત વૃંદાવનમાં છ મહિના જેટલી લાંબી કરી ગોકુળ વ્રજની ગોપી સંગે રાસ રમ્યા હતા.

માણેકઠારી—આ પૂર્ણિમાને દિવસે નાળિયેર અને પૌંવા દેવને ધરાવી ખાવા. દુધ પૌંવા અને ગુવારફળી તથા રાયતી કેરી ખાવાનો આજ મહિમા છે. કૃષ્ણ વ્રત વગેરે વ્રત વ્રતરાજમાં છે.

રાસોત્સવ—જે દિવસે સાયંકાળે પૂર્ણ ચંદ્ર હોય તે દિવસે માનવો. कलाहीने शशांकेतु नकुर्याच्छारदोत्सवम्. એ વાક્યમાં હીનચંદ્રનો નિષેધ છે. એ દિ-

વસ્ત્રે ભગવાનને શ્વેત વસ્ત્ર, શ્વેત અલંકાર, વગેરે સર્વ શૃંગાર ધરાવી, નૈવેદ્ય ધરીચાંદનીમાં બેસાડવા. ને ત્યાં રાસલીલા તથા શ્રીમદ્ભાગવતમાંની રાસ પંચાધ્યાયી વાંચવી. એક ગ્રંથકાર કહે છે કે એ ચાંદનીમાં જો કોઈ સોયમાં દોરો પરોવે કે અક્ષરો વાંચે તો તેના નેત્રનું તેજ વધે છે.

વદ ૪–કરકચતુર્થી. દશરથ લલિતાવ્રત, મહારાજ દશરથ ને તેની રાણીઓની પૂજા કરવી. ચતુર્થીવ્રતમાં ચંદ્રોદયવ્યાપિની ચતુર્થી લેવી.

વદ ૫–ઉપાંગ લલિત વ્રત.

વદ ૮–કૃષ્ણાષ્ટમી. આ અષ્ટમીએ રાધાકુંડમાં સ્નાન કરવાનો મહિમા છે. અરુણ અથવા સૂર્યોદય વ્યાપિની લેવી.

વદ ૧૧–રમા એકાદશી. રાધા દામોદરનું પૂજન કરવું.

વદ ૧૨–વાઘબારસ. ગોવત્સદ્વાદશી. આજ ગાય તથા વાછરડાંની પૂજા કરવી. બારસ પ્રદોષવ્યાપિની લેવી. બન્ને દિવસે પ્રદોષવ્યાપિની હોય તો બીજા દિવસની લેવી. ત્રાંબાના પાત્રવડે ગાયના પગ

આગળ અર્ઘ આપવો. પછી અડદનાં વડાંનું નૈવેદ્ય કરવું. આજ દૂધ દહીં ઘી છાશ વગેરે પદાર્થો વર્જ્ય કરવા. નક્તવ્રત, અડદનું ભોજન, ભૂમિ ઉપર શયન, બ્રહ્મચર્ય પાળવું. એ દિવસે ગાયનું ઘી, દૂધ, દહીં, તથા તેલ વગેરે પદાર્થ ન ખાવા. ને સાંજના માતા પિતા, વડી બેહેન, દેવતા, બ્રાહ્મણ, હાથી, ઘોડાની આરતી ઉતારવી.

વદ ૧૩–ધનતેરસ સવારમાં ગાય તથા ઢોરની પૂજા કરી તેમને શણગારવાં. ધનની પૂજા કરવી ને સાંજે તેલનો દીવો કરી યમપ્રીત્યર્થે દક્ષિણ દિશાએ મૂકવો. લક્ષ્મીની પૂજા કરવી ત્રણ રાત્રિ સુધી ગોરાત્રિ વ્રત કરવું.

વદ ૧૪–કાળ રાત્રિ. નરક ચતુર્દશી, કાળી ચૌદશ. ચૌદશ પ્રથમ દિવસે ચંદ્રોદય વ્યાપિની હોય તે લેવી. એ દિવસે મંગળવાર હોય તો મહાદેવજીનું વ્રત કરવું. નરકમાંથી મુક્ત થવાને માટે શરીરે તેલ ચોળીને પ્રભાતમાં સ્નાન કરવું. અભ્યંગ સ્નાન કર્યા પછી કાર્તિક સ્નાન પણ કરવું. પાછલી રાતે કૃષ્ણે નરકાસુરને મારી સોળ હજાર રાજ્યકન્યાઓને

છોડી મૂકી હતી માટે સ્નાન પ્રભાતમાંજ કરવું. પછી યમતર્પણ કરવું. જેનો પિતા જીવતો હોય તેણે યમસહિત દેવતીર્થવડે તર્પણ કરવું. સંધ્યાકાળે દેવાલય મંદિર મહેલ અને ઘર વગેરે સ્થાનકે સુન્દર દીપ રચના કરવી. આ ચૌદશને દિવસે નક્ત ભોજન કરવાથી મહાફળ થાય છે. આજ લોક હનુમાનને તેલ ચડાવે છે ને હનુમાનજીનો ઉત્સવ માને છે. ઘણું કરી સર્વે લોકો આંખમાં અંજન આંજે છે. પ્રભાતમાં સર્વ વડાં ખાય છે. ભુવા જતી મંતરસાધના કરે છે. તુળસીપત્રપર રામનામ લખી તે પત્ર હનુમાનજીને ચડાવવાનું બહુ પુણ્ય છે.

વદ ૦))—દીપોત્સવી. દીવાળી. લક્ષ્મી પૂજવાનો તથા વહી પૂજવાનો દિવસ. અમાસને દિવસે પ્રભાતમાં તેલાભ્યંગ સ્નાન કરવું. પછી દેવપૂજા કરવી. અપરાહ્ણકાળે પાર્વણ શ્રાદ્ધ કરવું. પ્રદોષ સમયે દીપ માળ રચવી. પછી ઉલ્કા દર્શન કરાવવાં (મેરમેરાયા કરવાં) લક્ષ્મીપૂજન વગેરે કરવું. પછી ભોજન કરવું. બન્ને દિવસે અમાવાસ્યા જો પ્રદોષવ્યાપિની હોય તો બીજા દિવસની લેવી. પ્રથમ દિવસેજ પ્ર-

દોષવ્યાપ્તિ હોય તો લક્ષ્મીપૂજનાદિમાં પ્રથમની લેવી, અને અભ્યંગ સ્નાનાદિકમાં બીજા દિવસની લેવી.— ચૌદશ અમાંસ અને કાર્ત્તિકસુદ એકમ એ ત્રણે દિવસનું નામ દીપાવળી અથવા દીવાળી છે. આ ત્રણે દિવસમાં જે દાડે સ્વાતી નક્ષત્ર હોય તે દહાડો ઉત્તમ. અરધી રાત પછી સ્ત્રીયોએ પોતાના ઘરમાંથી અલક્ષ્મી-(દારિદ્ર) કહાડવી. વેપારી લોક આજ નવો ચોપડો બાંધી પૂજન કરે છે. લેણું દેણું પતાવી દેવામાં આવે છે. વૈષ્ણવોના મંદિરોમાં સંધ્યાકાળે ચૌગાનમાં ભગવાનને પધરાવી ગૌક્રીડા કરે છે. એ દિને બલિરાજાનો મોટો ઉત્સવ હોવાથી સર્વ સ્થળે દીવા કરવાનો ચાલ પડ્યો છે.



# વૈષ્ણવ સંપ્રદાયના સર્વે તેહેવારોના ટીપ.

---

## કાર્ત્તિક માસ.

કાર્તિક સુદ ૧–ગૌક્રીડા, ગોવર્દ્ધન પૂજા, અન્નકૂટ.

સુદ ૨–યમદ્વિતીયા–ભાઇબીજ.

સુદ ૮–ગોપાષ્ટમી.

સુદ ૯–અક્ષયનોમ. ગોવિંદાભિષેકોત્સવ. શ્રી વલ્લભાચાર્યજીએ સ્થાપેલી સર્વે બેઠકોમાં આજે અન્નકૂટ પુરાય છે.

સુદ ૧૧–પ્રબોધની એકાદશી દેવોત્થાપન.

સુદ ૧૨ શ્રી ગોસાંઇજીના પ્રથમ પુત્ર શ્રી ગીરિધરજી તથા પાંચમા પુત્ર શ્રીરઘુનાથજીનો ઉત્સવ. ચાતુર્માસ નિયમ સમાપ્ત. આજ અથવા પુનમે.

સુદ ૧૩–રાધાવલ્લભજીનો પાટોત્સવ.

સુદ ૧૫ યજ્ઞપત્નિ અંગીકાર. ગોપમાસ આરંભ.

વદ ૮—શ્રી ગોસાંઇજીના બીજા પુત્ર શ્રી ગોવિંદરાયજીનો ઉત્સવ.

વદ ૧૧—ઉત્પતિ એકાદશી.

વદ ૧૩—શ્રી ગોસાંઇજીના સાતમા પુત્ર શ્રી ઘનશ્યામજીનો ઉત્સવ.

## માર્ગશીર્ષ માસ.

માર્ગશીર્ષ સુદ ૨—૩ ઠાકોરજી વ્રજથી ગોકુળમાં પધારે છે.

સુદ ૫—શ્રી રૂકમણીજી તથા સીતાજીના વિવાહોત્સવ કોઇ કોઇ માને છે.

સુદ ૭—શ્રી ગુસાંઇજીના ચોથા પુત્ર શ્રી ગોકુળનાથજીનો મહોત્સવ.

સુદ ૧૫—ગોપમાસ સમાપ્તિ. શ્રી બળદેવજીનો ઉત્સવ કેટલાક માને છે.

વદ ૯—શ્રી ગુંસાંઇજી શ્રી વિઠ્ઠલનાથજીનો ઉત્સવ.

વદ ૧૧—સફળા એકાદશી.

## પોસ માસ.

પોષ સુદ ૮—અન્નપ્રાશન. શ્રી નંદરાયજીનો જન્મ દિવસ.

સુદ ૧૧-મકરસંક્રાંતિ.

સુદ ૧૧-પુત્રદા એકાદશી.

વદ ૬-ઠાકોરજીનું નામ કરણુ દિવસ. શ્રી દિક્ષિતજી શ્રીગોપીનાથજીનો ઉત્સવ. શ્રી મથુરેશજીના ઘર વાળાઓ માને છે.

વદ ૧૧-ષટતિલા એકાદશી.

## માઘ માસ.

માઘ સુદ ૫-વસંત પંચમી.

સુદ ૬-શ્રી યશોદાજીનો જન્મ દિવસ.

સુદ ૧૧-જયા એકાદશી.

સુદ ૧૩-શ્રી નિત્યાનંદ પ્રભુનો ઉત્સવ.

સુદ ૧૫-હોરિ ડાંડા તથા ડંડારોપણ. ને સાંઝના ધમાલ આરંભ.

વદ ૭-શ્રી નાથજીનો પાટોત્સવ.

વદ ૧૧-વિજયા એકાદશી.

## ફાલ્ગુન માસ.

સુદ ૭-શ્રી મથુરેશજીવાળાઓ શ્રી મથુરેશજીનો પાટોત્સવ કરે છે.

સુદ ૧૧ આમળકી અથવા કુંજ એકાદશી.

સુદ ૧૫-હોળી.

વદ ૧-દોલોત્સવ. ઠાકોરજીને દોલમાં ઝુલાવવા.

વદ ૫-મત્સાવતાર.

વદ ૧૧-પાપમોચિની એકાદશી.

વદ ૧૩-વરાહાવતાર.

## ચૈત્ર માસ.

ચૈત્ર સુદ ૧-સંવત્સરોત્સવ. નવરાત્રિ.

સુદ ૬-શ્રી ગુસાંઇજીના છઠ્ઠા લાલજી શ્રીયદુનાથજીનો ઉત્સવ.

સુદ ૯-રામનવમી.

સુદ ૧૧-કામદા એકાદશી.

સુદ ૧૫-મહારાસની સમાપ્તિનો ઉત્સવ.

વદ ૧૧-વિરુથીની એકાદશી. શ્રીમહાપ્રભુજીનો જન્મોત્સવ.

## વૈશાખ માસ.

વૈશાખ સુદ ૩-અક્ષયતત્રિયા. ચંદનયાત્રા.

સુદ ૭–શ્રીરામરાજ્ય.

સુદ ૮–શ્રી જાનકીજીનો જન્મદિવસ. શ્રી સ્વામિનીજીનો વિવાહ ઉત્સવ.

સુદ ૧૧–મોહિની એકાદશી. શ્રી હરિવંશજીનો જન્મદિવસ.

સુદ ૧૪–નૃસિંહજયંતિ.

સુદ ૧૫–શ્રી રાધારમણજીનું પ્રાગટ્ય.

વદ ૫–કૂર્માવતાર.

વદ ૧૧–અપરા એકાદશી.

## જેષ્ટ માસ.

જેષ્ટ સુદ ૧૦–દશહરા. શ્રી યમુનાજીનો ઉત્સવ.

સુદ ૧૧–નિર્જળા એકાદશી.

સુદ ૧૪–સ્નાન યાત્રા માટે જળ લઈ આવવું. તે જળમાં ફુલની કળી ચંદન, કર્પૂર વગેરે સુગંધી પદાર્થ નાંખીને ચોકમાં ઢાંકી મુકવું.

સુદ ૧૫–જ્યેષ્ટાભિષેક સ્નાનયાત્રા. આગલા દિવસના જળથી ઠાકોરજીને સ્નાન કરાવવું.

વદ ૧૧–યોગિની એકાદશી.

## આષાડ માસ.

આષાડ સુદ ૨–રથયાત્રા.

સુદ ૬–કસુંબા છઠ. દક્ષિણના વિઠ્ઠલનાથજીનો પાટોત્સવ. ઠાકોરજીને આજથી રંગીન વસ્ત્ર આરંભ કરાવે છે.

સુદ ૧૧–દેવશયની એકાદશી.

સુદ ૧૫–પર્વોત્મક ઉત્સવ. અષાડી.

વદ ૨–હિંડોલાનો આરંભ.

વદ ૧૧–કામિકા એકાદશી. કોઇ કોઇ મંદિરમાં એ દિવસે કુંજમાં હિંડોળા ઝુલાવે છે.

વદ ०))–હરિયારી અમાસ.

## શ્રાવણ માસ.

સુદ ૩–ઠકુરાની ત્રીજ.

સુદ ૫–નાગપંચમી.

સુદ ૧૧–પુત્રદા એકાદશી. ઠાકોરજીને પવિત્રાં ધરાવવા.

સુદ ૧૨–પવિત્રાબારસ. ગુરૂને પવિત્રાં ધરાવવાં.

## ગુલીસ્તાને ખાન્દાને હામાન.

(આ ખેલના ગાયનો છપાયાં છે પણ શેઅર અશઆર ઝબાની સાથે આખો ખેલ હજુ સુધી છપાયો નથી, અને આખા ખેલની ચો તરફથી માગણી હોવાને લીધે અને વળી કેટલાએક હમારા મીત્રોની ખાસ ફરમાસથી છપાવી બાહેર પાડ્યો છે, જેની ખુબી જે લોકોએ ખેલ જોયો છે તે જાણે છે.)

કીમ્મત ફકત ચાર આના.

——:o:——

## નીશાળીઆઓ, શિક્ષકો અને વેપારીઓને ખાસ ખબર.

મેહેતા જમનાદાસ ભગવાનદાસની કુંપનીએ પ્રગટ કરેલાં ન્યુ રૉયલ રીડર્સ પ્રાયમરથી તે ન્યુ રૉયલ રીડર્સ નંબર થી સુધીના મીનીંગો તથા રૉયલ રીડર્સ પ્રાયમરથી તે નંબર ફાઇવ સુધીના મીનીંગો તથા હાવર્ડ પ્રાયમરથી તે સેકન્ડ બુક સુધીના મીનીંગો ઘણીજ સસ્તી કીમ્મતે હમારે ત્યાંથી મળસે

**જમનાદાસ ભગવાનદાસ કુંપની,**
પુસ્તકો વેચનાર તથા પ્રગટ કરનાર
બાહાર કોટ—ભુલેશ્વર—૨